# हिंदमांथी वही जतो धन—प्रवाह

अने

# तेने अटकाववानो एक उपाय.



સ્વરાજ્યફંડ માટે
કિંમત ૮ આના.

લખનાર:
રામજી કુબેરદાસ ગણાત્રા.

ચિત્ર—હિંદમાંથી રૂપીઆનો પ્રવાહ વિદેશ તરફ વહી જાય છે, [illegible] ધનનાં ડુંગર [illegible] છે. અને તેનાં બચ્ચાંઓ કંગાળ હાલતમાં ઉભાં છે.

આ ચોપડીની કિંમત તિલક સ્વરાજ્ય ફંડને આપી દેવામાં આવી છે.

# हिंदमांथी वही जतो धन-प्रवाह
અને
# तेने अटकाववानो एक उपाय.


લખનાર અને પ્રકાશક,

રામજી કુબેરદાસ ગણાત્રા.



પ્રથમાવૃત્તિ. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૭—સન ૧૯૨૧.

પડતર મૂલ્ય ૨ આના.

લેવાનું મૂલ્ય ૮ આના.

# અર્પણ.

શ્રીયુત શેઠ રાઘવજીભાઈ પુરુષોત્તમદાસ,

મુંબઇ.

સુજ્ઞ મહાશય!

સુજનતા, સહૃદયતા, ધર્મવૃત્તિ એ આદિ આપના સદ્‌ગુણોથી આકર્ષાઇ આ ન્હાનકડી કિંકરકૃતિ આપને અર્પવાની મારી સ્હેજે ઉદ્‌ભવતી ઉત્કંઠાને હું રોકી શકતો નથી. મને આશા છે, કે આપ ત્હેને સ્વીકારી ઉપકૃત કરશોજી.

ભવદીય,

રામજી કુબેરદાસ ગણાત્રા.

# પ્રસ્તાવના.

વર્તમાન સમય તે હિંદના 'કિસ્મતની ઘડીનો' સમય છે. કાં તો પરાધીનતાના દોજખને માર્ગે તેના પર ચિરકાલને માટે નવો સીલસિક્કો મરાય છે, અને કાં તો સ્વાધીનતાના સ્વર્ગને પંથે તે સંચરે છે. સ્વર્ગપંથ અને નરકપંથની જ્યાં આગળ સંધિ થાય છે, તે સંધિમાર્ગ પર હિંદ અત્યારે ઉભું છે.

વિદેશી આયાતવ્યાપારરૂપી દોરડાંઓ હિંદના ગળામાં વિંટાયેલાં છે. વિદેશીઓ એ દોરડાંને ખેંચી રહ્યા છે. તેઓ તેને મૂકી દે એમ નથી, અને તેથી હિંદ સ્વર્ગપંથે પગલું ભરી શકે એમ નથી. જો થોડા સમયમાં હિંદ એ દોરડાંના ફાંસામાંથી મુકત નહિ થઇ શકે, તો પછી પરાધીનતાનો નવો સીલસિક્કો એક દીર્ઘકાળને માટે હિંદના કપાળમાં મરાશે. પરન્તુ આ એક એવી શુભ ઘડી આવી ગઇ છે, કે જેમાં હિંદ એ ફાંસામાંથી છૂટવાનું કરે તો છૂટી શકે એમ છે; અને તેથીજ તે હિંદની 'કિસ્મતની ઘડી' છે; અને જો આ 'પળ' ગઇ તો પછી તે જ્યારે આવે ત્યારે ખરી.

એ ફાંસામાંથી હિંદ જરૂર મુક્ત થઇ શકે એમ છે. તે કઇ રીતે મુકત થઇ શકે, તે સૌરાષ્ટ્રની સુદામાપુરીના મહાત્મા ગાંધી ભારતની તેત્રીસ કરોડ પ્રજાને અત્યારે બુલંદ અવાજે સમજાવી રહ્યા છે.

આ ન્હાનકડી ચોપડીમાં વિશેષ કંઇજ નથી, પણ એ મહાત્માના અવાજનો આછો 'પડઘો' માત્ર છે. જો એ પડઘો થોડા કે ઘણાના હૃદય સુધી પહોંચશે, તો લખનાર પોતાને ભાગ્યશાળી સમજશે.

આ ન્હાનું લખાણ આંખ નીચેથી પસાર કરી તે સંબંધી યોગ્ય સૂચના આપવા બદલ ગુજરાતના સુપ્રસિદ્ધ તત્ત્વવિચારક મુરબ્બી શ્રી **વાડીલાલ મોતીલાલ શાહનો** આ સ્થળે મારે ઉપકાર માનવો જોઇએ.

તે ઉપરાંત 'હિંદુસ્થાન' પત્રની ઓફિસમાં કામ કરતા ભાઇ રામુભાઈ ઠક્કર કે જેમણે મારી ગેરહાજરીમાં ચોપડીનું મુદ્રણ કાર્ય શરૂ કરાવી દઇ બંધુભાવ દર્શાવેલો, તેમનો પણ આભાર મારે ભૂલવો ન જોઇએ.

મુંબઇ–વીલેપાર્લે,<br>તા૦ ૧–૬–૨૧.

રામજી કુબેરદાસ ગણાત્રા.

# हिंदमांथी वही जतो धन—प्रवाह

अने

# तेने अटकाववानो एक उपाय.

## દુર્દશાની ઝાંખી.

આખી દુનિયાને અન્નવસ્ત્ર અને શ્રેષ્ઠ સંસ્કૃતિ આપનાર આર્યાવર્ત આજે ભૂખે મરતો દેખાય છે. બસો વર્ષ ઉપરનું ભારત આજે નથી. તે વખતનો ભારતનો વ્યાપારી આજના ભારતપર દૃષ્ટિ કરે તો તેને એવી સ્થિતિ પ્રતીત થાય, કે જેથી તે શોકાકુલ બની મૂર્છા પામે. તે વખતની ઋદ્ધિસિદ્ધિ આજ નથી રહી. તે કયાંથી રહે ? વિદેશીઓએ હિંદને 'પરભોગી' બનાવવા પુષ્કળ મહેનત લીધી, અને તેને પરિણામે આજે હિંદને મોટે ભાગે પરદેશીજ માલની આયાતનો વ્યાપાર કરવાની ટેવ પડી ગઇ છે. હવે એ રાક્ષસમુખી વિદેશી વ્યાપારના ભક્ષણ માંથી આ ગરીબ દેશ છૂટી શકતો નથી. એ વિદેશી વ્યાપારે આ દુઃખી દેશની સમૃદ્ધિનો મોટો શિકાર કરેલો છે, અને તે કરતો જાય છે. સાકરનો ગાંગડો આપી તે હિંદ પાસેથી ' સોનાની કલ્લી ' કાઢી લે છે. બંગલા અને મોટરમાં મ્હાલવા પૂરતા પૈસા વિદેશી આયાતના વ્યાપારથી કમાઇ-અરે કહો કે તેટલું વિદેશીઓ પાસેથી 'કમિશન' મેળવી—આ માતૃભૂમિનો રસકસ વિદેશમાં મોકલી આપવાનો વ્યાપાર હવે વધુ વખત ચાલુ રાખવાનું હિંદને પાલવે તેમ રહ્યું નથી; એવી અંતીમ સ્થિતિ પ્રાપ્ત થઇ છે.

હિમાલયમાંથી નીકળી અનેક નાની મોટી નદીઓ મહાસાગરને મળે છે, તેમ હિંદના ધનના ભંડારમાંથી અનેક પ્રવાહો નીકળી વિદેશોમાં વિરમે છે; અને તેમને અખૂટ બળ આપે છે. સમુદ્ર તો આવેલું જળ વરસાદદ્વારા નદીઓને પાછું આપે છે, પરન્તુ વિદેશોરૂપી મહાસાગરમાં ગયેલું હિંદનું ધન સદાને માટે જાય છે. હિંદના ધનનો હિમાલય, પોતાનામાંથી હંમેશને

માટે વહી જતા ધન–પ્રવાહોનેલીધે અતિ કૃશ થઇ ગયો છે. તેના પર હવે પહેલાંની માફક નંદનવનનાં જેવાં લીલુડાં–દુઃખીઆનાં વિશ્રામરૂપ–વૈભવનાં વન નથી ! તે નિરંતર શોષાઇ જતો હોવાને લીધે આજ તેનાપર ખાવા ધાતાં દુકાળ અને ગરીમાઇનાં ઉજ્જડ જંગલ જયાં ત્યાં નજરે પડે છે ! માતૃભૂમિનાં સંતાનો ! આપણે આ દશ્ય હજી કેટલો સમય જોયા કરીશું ? ભરતભૂમિની માટીમાંથી પેદા થયેલા અને તેમાંજ પાછા ભળવા સર્જાયલા આપણે, આ ગરીબાઇથી વેરાન થઇ જતા દેશને શું નહિજ બચાવીએ ? આપણા આ પવિત્ર દેશને પરદેશી વ્યાપારદ્વારા લૂંટાઇ જતો અટકાવવાનો કર્ત્તવ્યયજ્ઞમાં આત્મભોગની આહુતિ આપવાનો સંકલ્પ શું હજીએ આપણે નહિ કરીએ ? અહીંથી વહી જતા ધનના નાના મોટા પ્રવાહની આડે પરદેશી વસ્તુના ત્યાગની મોટી મોટી શિલાઓ નાખી, એ પ્રવાહને બાંધવાને શું આપણે હજીએ નહિ કમર કસીએ ? એ પ્રવાહ કયા કયા વિદેશી વ્યાપારમાર્ગે વહી જાય છે તેનું આ પછીનાં પૃષ્ઠોમાં સ્થૂલ દિગ્દર્શન માત્ર આપવાનો યત્ન કરાયલો જોવામાં આવશે.

---

## ન્હાના ન્હાના પરચુરણ વ્યાપારરૂપી પ્રવાહોદ્વારા ખેંચાઈ જતું ધન.

**પરદેશી** રંગ—સ. ૧૮૭૫માં હિંદુસ્તાને પરદેશમાંથી આ વ્યાપાર મારફતે લગભગ ૩ કરોડ રૂપીઆ મેળવ્યા હતા. પરન્તુ 'પરભોગી' બનાવવામાં આવેલા હિંદમાંથી એજ વ્યાપારદ્વારા સ. ૧૯૧૩ માં લગભગ ૧॥ કરોડ રૂપીઆ પરદેશ ગયા હતા, અને પ્રતિવર્ષ એ નુકસાનીનો આંકડો વધતોજ જાય છે.

**પરદેશી** તમાકુ—આ વસ્તુને સત્તરમી સદીમાં અમેરિકાથી પોર્ચુગીઝો અહીં લાવ્યા હતા. આજ હિંદનું કોઇ એવું ભાગ્યેજ ઘર હશે, કે જેમાં તેનો પગપેસારો ન થયો હોય. જો કે હવે તો અહીં પણ આ વસ્તુ પેદા થાય છે, તો પણ વિદેશી ફેશનેબલ તમાકુ અને તેની બનાવટો મળીને

સ. ૧૯૧૩-૧૪ માં લગભગ ell કરોડ રૂપીઆનો માલ અહીં આવ્યો હતો.

**પરદેશી દારૂ**—હિંદુસ્તાનમાં દારૂની બદી વધતી જાય છે. સરકાર ધારે તો એક કાયદામાત્રથી તે રાક્ષસી બદીને ન અટકાવી શકે ? પરન્તુ તેમ ન કરતાં સરકાર તેમાંથી આવક વધારતી જાય છે !! હિંદમાં દેશી દારૂ મોટા જથ્થામાં બને છે, તેમ છતાં તે પૂરતો ન હોય તેમ વિદેશથી સ. ૧૯૧૨-૧૩ માં ૨ કરોડ ૧૩ લાખ રૂપીઆનો, સ. ૧૯૧૩-૧૪ માં ૨ કરોડ ૨૩ લાખ રૂપીઆનો, અને સ. ૧૯૧૬-૧૭ માં ૨ કરોડ ૩૩ લાખ રૂપીઆનો દારૂ હિંદમાં આયાત થયો હતો ! આજે અસહકારના ધાર્મિક સંગ્રામ વખતે મદ્યપાન નિષેધક પ્રવૃત્તિ કરનાર દેશપ્રેમીઓને સરકાર પજવી રહી છે !!

**પરદેશી માખણ-પનીર વગેરે**—સ. ૧૯૧૩-૧૪ માં આ વસ્તુને માટે લગભગ ૫૬ લાખ રૂપીઆ વિદેશ ગયા હતા.

**પરદેશી બીસ્કીટ-કેક-આરારૂટ વગેરે**—આ વસ્તુઓ માટે સ. ૧૯૧૩-૧૪માં હિંદને લગભગ ૯૨ લાખ રૂપીઆ આપવા પડયા હતા.

**પરદેશી જમાવેલું દૂધ**—આ દૂધ સ. ૧૯૧૩-૧૪ માં લગભગ ૪૧ લાખ રૂપીઆનું આવ્યું હતું.

**પરદેશી દવાઓ**—હિંદમાં દવાઓ ઓછી નથી આવતી. પરન્તુ હિંદમાં દર્દો કયાં ઓછાં છે ? સ. ૧૯૧૩-૧૪ માં લગભગ ૧ કરોડ ૧૭ લાખ રૂપીઆની બધી મળીને દવાઓ આવી હતી.

**પરદેશી રાસાયનિક દ્રવ્યો**—રાસાયનિક દ્રવ્યો વિના હાલના જમાનામાં ન ચાલી શકે. પરન્તુ આ દેશમાં તે બનાવવાની પૂરતી કુદરતી અનુકૂળતા હોવા છતાં, આપણે અજ્ઞાન રહેલા હોવાથી--અરે આપણને અજ્ઞાન રાખેલા હોવાથી-તેને અહીં બનાવી શકતાં નથી. હમણા થોડા સમયથી કોઇ કોઇ ઠેકાણે તે અહીં બનાવવાનો યત્ન થાય છે. સ. ૧૯૧૨-૧૩ માં ૯૩ લાખ રૂપીઆ અને સ. ૧૯૧૩-૧૪ માં લગભગ ૧ કરોડ રૂપીઆ પરદેશ ખાતે આ વસ્તુઓના બદલામાં ગયા હતા.

**પરદેશી કાગળ**—આ દેશમાં કાગળ બનાવવાનાં સાધન કુદરતે પુષ્કળ આપેલાં છે. પરન્તુ તેનો ઉપયોગ કરવાનું જ્ઞાન ન હોવાથી દર વરસે કાગળના બદલામાં અહીંથી પૈસાની મોટી રકમ વિદેશ જાય છે. સ. ૧૯૧૭-૧૮ માં એ કાગળો માટે હીંદમાંથી લગભગ ૨૧ કરોડ રૂપીઆ પરદેશ ચાલ્યા ગયા હતા.

**પરદેશી ચામડું**—આ ઉદ્યોગમાં પણ બરાબર જ્ઞાન ન હોવાનાં કારણે અહીંથી ધનની નાની નદી વિદેશ વહી જાય છે. અહીંઆ ચામડાંનો તોટો નથી. સ. ૧૯૧૩-૧૪ માં એકલા વિલાયતી બુટ માટેજ લગભગ ૮૦ લાખ રૂપીઆ, અને બીજા ચામડાંના સામાન માટે ૩૦ લાખ રૂપીઆ પરદેશ ગયા હતા.

**પરદેશી તેલ-પેન્ટ-સાબુ-વગેરે**—પૂરતા જ્ઞાનના અભાવેજ સ. ૧૯૧૩ માં વનસ્પતિજ અને ખનિજ તેલની આયાતથી હિંદે લગભગ ૪૧ કરોડ રૂપીઆ પરદેશ મોકલાવ્યા હતા. તેજ સાલમાં સાબુની આયાત કરી લગભગ ૦।।। કરોડ રૂપીઆ, અને પેન્ટ વગેરેની ખરીદી કરી લગભગ ૮૨ લાખ રૂપીઆ આપણે વિદેશ મોકલાવ્યા હતા.

**પરદેશી દિવાસળી**—પૂરતા જ્ઞાનના અભાવેજ આ ઉદ્યોગમાં પણ આપણે નાણાનો મોટો જથ્થો પરદેશ મોકલાવવો પડે છે. સ. ૧૯૧૬ માં લગભગ ૨ કરોડ રૂપીઆની દિવાસળી આવી હતી.

---

## પરદેશી માલીકીદ્વારા વહી જતા ધન-પ્રવાહ.

હિંદમાંનું ધન કાંઇ એકલા વિદેશી વ્યાપારદ્વારાજ વહી જતું નથી. તે હિંદની ભૂમિપરની વિદેશી માલીકીની મીલો મારફતે, તેવીજ માલીકીની ખેતી મારફતે, અને તેવીજ માલીકીની ખાણો મારફતે પણ પરદેશ જાય છે.

ચા—હિંદુસ્તાનની લગભગ ૬૫૧૨૦૦ એકર જમીન પર ચાની ખેતી થાય છે. એ ખેતી અંગ્રેજ લોકો અહીંના મજુરો પાસે કરાવે છે. આથી એ ચાની ખેતીથી હિંદને માત્ર મજુરીજ મળે છે. તેના પરથી ઉત્પન્ન થતી ગંજાવર આવક હિંદમાં ન રહેતાં ઈંગ્લાંડમાં જાય છે. સ. ૧૯૧૫-૧૬ માં અંગ્રેજ ચાના બગી-

ચાવાળાઓએ લગભગ ૧૮ાા કરોડ રૂપીઆની ચા પરદેશોમાં વેચી હતી. આમાં જે ગંજાવર નફો હતો, તે ઈંગ્લાંડમાં ગયો. હિંદની જમીનપરથી પણ આ રીતે લક્ષ્મી વહી જાય છે.

જૂટ—આ વસ્તુ માટે કાંઇ હિંદને પૈસા આપવા પડતા નથી. તેને ખરીદવાની હિંદને આવશ્યકતા નથી. જૂટ અહીંજ નીપજે છે. પરન્તુ અહીંના જૂટનો ઉદ્યોગ ખાસ કરીને અંગ્રેજ લોકોના હાથમાં હોવાથી, તે ઉદ્યોગમાંથી મળતો મોટો નફો અહીંજ ન રહેતાં ઇંગ્લાંડજ ચાલ્યો જાય છે. હિંદમાં લગભગ બધી મળી ૭૬ જૂટમીલ છે. એ મીલોએ સ. ૧૯૧૬ માં દરેક ખર્ચ અને ટેક્સ કાપી ચોખ્ખો નફો લગભગ ૯ાા કરોડ રૂપીઆનો કર્યો હતો. આનો મોટો ભાગ હિંદમાં કેવી રીતે રહી શકે?

ખાણો—હિંદમાંની ખાણોનો ઘણો મોટો ભાગ અંગ્રેજ લોકોના હાથમાં છે. આથી તેમાંથી જે દ્રવ્ય બહાર નીકળે છે, તેની કરોડો રૂપીઆની કિંમત ઇંગ્લાંડ તરફજ જાય છે. સ. ૧૯૧૫ માં લગભગ ૧૬ કરોડ રૂપીઆનું ખનિજ દ્રવ્ય ખાણોમાંથી બહાર નીકળ્યું હતું. આ દોલતમાંથી ઘણો થોડોજ અંશ ભારતવાસીઓને ભાગે આવે છે. જમીનદારો, અને દેશી રાજારજવાડાઓને તેમાંથી માત્ર 'રોયલ્ટી' (માલીકીપણા બદલની રકમ) જ મળે છે.

## પરદેશી ધાતુસામાન, મોટરો, મશીનરી વગેરેદ્વારા ખેંચાઇ જતો મોટો ધન-પ્રવાહ.

આ દેશમાં કારીગર વર્ગની સંખ્યા દેશના પ્રમાણમાં ઘણી ઓછી છે, ઓછી કેમ ન હોય? અહીંઆ કારીગરીનું વ્યાવહારિક શિક્ષણ કેટલું મળે છે? આ તેત્રીસ કરોડની વસ્તીવાળા વિશાળ મુલકમાં માત્ર લગભગ ૪૦ લાખ કારીગરોજ છે! કારીગરોના અભાવે-કારીગરીના જ્ઞાનના અભાવે—અહીં કોલસો, ધાતુઓ, કાચ માટેના સાધનો, લોઢું વગેરે અનેક પ્રકારના કુદરતી સાધનો હોવા છતાં, આ દેશને કરોડો રૂપીઆનો ગંજાવર ઢગલો પરદેશોમાં કરવો પડે છે. સ. ૧૯૧૩-૧૪ માં નીચે પ્રમાણે માલ આવ્યો હતો:—

| | | | |
|---|---|---|---|
| તાંબુ, પિત્તળ, લોઢું, જસત એલ્યુમીનીઅમ વગેરે ધાતુ. | લગભગ ૨૨ | કરોડ | રૂપીઆ. |
| તાંબુ, પિત્તળ, જસત, એલ્યુમીનીયમ વગેરેની વસ્તુઓ. | ,, ૪ | ,, | ,, |
| એનજીનો વગેરે... ... ... | ,, ૧૪ | ,, | ,, |
| કારખાનાની મશીનરી વગેરે ... | ,, ૮ | ,, | ,, |
| કાચ અને તેની વસ્તુઓ ... | ,, ૨ | ,, | ,, |
| ફોટોગ્રાફી, વીજળી વગેરેની વસ્તુ અને વાજાં વગેરે. | ,, ૨ | ,, | ,, |
| મોટરો ... ... ... ... | ,, ૧।।। | ,, | ,, |
| સાઇકલો ... ... ... | ,, ०।। | ,, | ,, |
| ટાયર-ટ્યુબ ... ... ... | ,, ०।। | ,, | ,, |
| કોલસા-કોક વગેરે ... ... | ,, ૧।। | ,, | ,, |
| સીમેંટ, ઇંટ વગેરે ... ... | ,, ૧ | ,, | ,, |
| વિલાયતી મીઠું ... ... | ,, ०।।। | ,, | ,, |
| ચિનાઇ માટીનાં વાસણ વગેરે | ,, ०।।। | ,, | ,, |
| અસ્ત્ર, શસ્ત્ર વગેરે ... ... | ,, ०। | ,, | ,, |
| ચપ્પુ, કાતર વગેરે સામાન | ,, ०। | ,, | ,, |
| ઘડીઆળો ... ... ... | ,, ०। | ,, | ,, |
| લેંપ વગેરે ... ... ... | ,, ०। | ,, | ,, |
| એકંદર... ... .... ... | ,, ૬૦ | ,, | ,, |

વાંચનાર ! જે દેશ પોતાને ત્યાં દરેક સાધનો હોવા છતાં દર વરસે આવા વ્યાપારદ્વારા સિંધુ નદી જેવડો મહાન ધન-પ્રવાહ વિદેશોમાં વહી જવા દઇ પોતે ખાલી થયા કરે, તે દેશની સ્થિતિ કેવી થાય ?

## ઊન, રેશમ અને સુતરાઉ વસ્તુના વ્યાપારદ્વારા વિદેશમાં વહી જતી ધનની સિંધુ નદી.

ઊન, રેશમ અને મુખ્યત્વે કરી સુતરાઉ વસ્તુના વિદેશી વ્યાપારથી હિંદ દુર્દશા પામતું જાય છે. આ ઉદ્યોગો તો આખા જગતમાં ભારતના પોતાનાજ હતા. મુખ્યત્વે તે વડે ભારત દુનિઆમાં એક વખત અગ્રણી હતું. કરોડોની વસ્તીના

આ વિશાળ મુલકમાં એક વખત ઘેરે ઘેર આ ઉદ્યોગ ફેલાઇ રહ્યો હતો. સમગ્ર દુનિઆ એક સમયે ભારતની આ ઉદ્યોગ-કળા આગળ શિર નમાવી રહી હતી. હિંદની વ્યાપારવિષયક હાલની પાયમાલીનો ઇતિહાસ તે આ મહાન્ ઉદ્યોગના નાશનોજ ઇતિહાસ છે. હિંદ હજી પણ ઉન્નતિ મેળવી શકે એમ હોય–તે માટે કોઇ ટૂંકામાં ટૂંકો માર્ગ હોય–તો પરદેશની આ વસ્તુઓનો બહિષ્કાર કરી, અહીંજ તે વસ્તુ મીલોમાં બને છે, તે ઉપરાંત મોટા પ્રમાણમાં જાડી–પાતળી બને તેવી બનાવી તેનો ઉપયોગ કરવામાં છે. આ ત્રણ જાતની વિદેશી વસ્તુની આયાતથી હિંદ દર વરસે લગભગ ૬૭–૬૮ કરોડ રૂપીઆની ગંજાવર દોલત સમુદ્ર પાર મોકલી આપે છે! આ વસ્તુઓના વ્યાપારની કંઇક હકીકત નીચે આપી છે.

## ધનની સિંધુ નદીનો નાનો માર્ગ.
## (ઊનનો વ્યાપાર.)

હિંદમાં ઊન ઓછું નીપજતું નથી. વિદેશી ઊનના માલ-ની આયાત વધતી ગઇ, અને ભારતનો તે ઉદ્યોગ નિર્બલ બનતો ગયો. અહીં એની ઘણી સુંદર કારીગરીવાળી વસ્તુઓ બનતી. સ. ૧૮૪૬ ની કાસ્મીરની સંધિ પ્રમાણે કાસ્મીર નરેશને પ્રતિવર્ષ એક શાલ, અને ત્રણ રૂમાલ હિંદના શહેન-શાહને ભેટ મોકલવા પડે છે. આ ઉદ્યોગમાં ભારતના કારી-ગરોની અસાધારણ કળા ન હોત, તો આ પ્રમાણે મોટા શહેનશાહને એ વસ્તુ ભેટ મોકલવાની કબુલાતનો સમાવેશ સંધિ–પત્રમાં કયાંથી હોત? પરંતુ આજ એ કળા અસ્ત પામતી જાય છે અને વિદેશી વસ્તુની આયાત વધે જાય છે.

ઇ. સ. ૧૮૭૬–૭૭ માં લગભગ ૭૮ લાખ રૂપીઆનું ઊનનું કાપડ અહીં આવ્યું હતું. પરન્તુ સ. ૧૯૦૩–૪ માં તે વધીને ૨ કરોડ ૪૨ લાખ રૂપીઆનું આવ્યું હતું! સ. ૧૯૧૨–૧૩ માં તેને માટે હિંદને લગભગ ૨ કરોડ ૮૮ લાખ રૂપીઆ પરદેશ મોકલાવવા પડયા હતા!

## ધનની સિંધુ નદીનો બીજો નાનો માર્ગ.
## (રેશમનો વ્યાપાર.)

રેશમનો વ્યવસાય આ દેશમાં સમ્રાટ અકબરના સમયમાં તેના શિખરે પહોંચ્યો હતો. તે કાળનો યુરોપીઅન પ્રવાસી 'બર્નીઅર' લખે છે, કે "હિંદમાં સાટીન, મખમલ, કીનખાબ, ટસર વગેરે મોટા પ્રમાણમાં બને છે." વળી તે જણાવે છે, કે "બંગાળામાં એટલો બધો રેશમી માલ બને છે, કે તે મોગલ સામ્રાજ્યને તો શું, પણ આસપાસનાં બીજાં રાજ્યોને, અને આખા યુરોપને પણ પુરો પડી શકે." ઇસ્ટ ઇંડિઆ કંપનિ અહીંનો રેશમી માલ મોટા પ્રમાણમાં ખરીદ કરી વિલાયત મોકલતી. તે કાળનો પ્રવાસી 'ટેવર્નીઅર' લખે છે, કે "(બંગાળાના) એકલા મુર્શીદાબાદથી દર વરસે બાવીસ હજાર ગાંસડી (દરેક અઢી મણની) પરદેશ ચઢે છે."

પરન્તુ તે શિખરે પહોંચેલા વ્યાપારનો કાંટો બદલાઇ ઉલટી દિશામાં ફરવા માંડયો. જ્યાં પહેલાં કરોડો રૂપીઆ આ વેપારથી હિંદ આવતા, ત્યાં સ. ૧૮૭૦ માં સરાસરી ૨૦ લાખ રૂપીઆજ આવેલા. સને ૧૮૯૦ માં સરાસરી ૧૭ લાખ રૂપીઆ, સ. ૧૯૦૦ માં સરાસરી ૮।। લાખ રૂપીઆ અને ૧૯૧૧ માં સરાસરી ૭।। લાખ રૂપીઆ, સ. ૧૯૧૪ માં સરાસરી પ।। લાખ રૂપીઆ અને સ. ૧૯૧૫ માં સરાસરી ૩।। લાખ રૂપીઆ આ વ્યાપારથી હિંદમાં આવવા પામેલા! પરન્તુ બીજી બાજુએ આ વસ્તુની વિદેશી આયાતના દબાણુથી અહીંના ધનવહનનો બેરોમીટરનો પારો ઘણો ઉંચે ચઢી ગયો છે. સ. ૧૯૧૨–૧૩ માં અહીંથી લગભગ ૪।।। કરોડ રૂપીઆ, અને સ. ૧૯૧૩–૧૪ માં લગભગ ૪।। કરોડ રૂપીઆ પરદેશમાં ઘસડાઇ ગએલા!

## ધનની સિંધુ નદીનો ધોરી માર્ગ.
## (કાપડ સુતરનો વ્યાપાર.)
## આપણા રૂના ઉદ્યોગનો નાશ અને થોડાં સો વર્ષ પર તેની જાહોજલાલી

અહીંના નિવાસીઓ પાસેથી વ્યાપારદ્વારા, ધરતી ઉપરથી કૃષિદ્વારા, અને ધરતીની અંદરથી ખાણોદ્વારા આ દેશના કોઇ

કરોડો રૂપીઆનો રસકસ પરદેશી લોકો પ્રતિવર્ષ પોતાને દેશ ઉપાડી જાય છે. હિંદ ચૂસાતું જાય છે. તેનું કલેવર ગળતું જાય છે. પરન્તુ આ બધામાં ઇગ્લાંડની સરકારે પોતાના વેપારીઓના સ્વાર્થ માટે આ દેશના ધીકતા રૂના ઉદ્યોગનો જે રીતે નાશ કરી નાખ્યો છે, તેથી ભારતની અર્થ સંબંધી-પૈસે ટકે-છેકજ પાયમાલી થઇ ગઇ છે. હિંદને તેની કમરમાંથી તોડી નાખ્યું છે. આ દેશના રૂના ઉદ્યોગની માત્ર થોડા સમયમાં જે કાયા પલટાઇ ગઇ છે, તેવું કાયાપલટનું ઉદાહરણ આખા જગતમાંથી પણ નહિ મળે. હિંદના વૈભવનો હ્રાસ-તેનો ક્ષય-તે દિવસથીજ ખરેખરો થયો છે. તેના દુઃખભર્યા ઇતિહાસથી કોઇ પણ ભારતવાસી દુઃખી થયા વિના નહિ રહે.

લગભગ ૪૦૦ વર્ષ પૂર્વે આજના આ યુરોપ અને અમેરિકામાં રૂનો વેપારજ ન હતો. ૩૦૦ વર્ષ પર આજના મેંચેસ્ટર અને લેંકેશાયરમાં મોટી વસ્તી ન હતી, કે ન કોઇ કારખાનું હતું. હમણા છેક અઢારમી સદીમાંજ અમેરિકામાં રૂની ખેતી થવા લાગેલી. તે સમયે આપણો ભારત વર્ષ પોતાની કળાનું દર્શન દુનિઆને કરાવી રહ્યો હતો. હિંદમાં તે વખતે રૂની ખેતીનો એટલો વિસ્તાર હતો, કે જેથી પોતાના દેશ ઉપરાંત દુનિઆને પણ કાપડ પૂરૂં પાડી શકે એટલું બધું રૂ નીપજતું; અને તે પણ એવા ઉત્તમ પ્રકારનું, કે તેમાંથી ૫૦-૬૦-૮૦ કે ૧૦૦ નંબરનું તો શું પણ લગભગ ૫૦૦ નંબર જેટલું માથાના વાળ કરતાં પણ બારીક સુતર બનાવાતું; કે જેમાંથી ઢાકાની જગત્પ્રસિદ્ધ મલમલ બનતી ! પરન્તુ આજ એજ ભારતભૂમિની એવી અવદશા થઇ ગઇ છે, કે તેમાંથી ૫૦ નંબરનું પણ સુતર બની શકે એવું રૂ નીપજતું નથી. સાધારણ ૫૦-૬૦ નંબરનું સુતર કાંતવા માટે પરદેશથી રૂ મંગાવવું પડે છે. સ. ૧૯૧૨ માં એવું સુતર બનાવવા લગભગ બે કરોડ રૂપીઆનું રૂ પરદેશથી મંગાવવું પડેલું.

કેટલાક સૈકાપર આ દેશ વણાટ ઉદ્યોગમાં એટલો તો નિપુણ હતો, કે રોમના પાદશાહ ઓગસ્ટસ સીઝરનો સમયમાં રોમની રાણીઓ ઢાકાની મલમલ પહેરી પોતાને ખૂબસુરત

બનાવવામાં અભિમાન લેતી. તે એટલી બધી બારીક બનતી કે ઝાકળનાં ટીપાંઓથી છવાએલા ઘાસપર તેને બિછાવી દેવામાં આવતી, તો લોકો પારખી શકતા નહિ, કે ઘાસપર મલમલ છે કે નહિ! તે પવિત્ર મલમલના ઉદ્યોગની પડતીના સમયમાં એટલે હમણાજ સ. ૧૮૪૬ માં ડોકટર ટેલરે ઢાકામાં તેનું એક થાન જોયું હતું. તે ૨૦ વાર લાંબુ અને ૧ા વાર પહોળું હતું. પરન્તુ તેનું વજન માત્ર ૧૪ અધોળજ હતું! તેજ ગૃહસ્થે ઢાકાનું સુતર જોયું હતું, કે જે લંબાઇમાં ૧૩૪૯ વાર હતું, પરન્તુ વજનમાં માત્ર ૨૨ ગ્રેઇન હતું!! એટલે હિસાબ પ્રમાણે તે વખતના રૂના એક રતલ રૂમાંથી ૨૫૦ માઇલ લાંબુ સુતર બની શકતું!! શું આ જુના જમાનાની વાત છે? ના. હજુ એવા કંઇક વૃધ્ધો જીવિત હશે, કે જેમણે એ જાહોજલાલી નજરે નિહાળી હશે. પરન્તુ અફસોસ, કે માત્ર થોડાં વર્ષોના જૂજ સમયમાં એટલું બધું પરિવર્તન થઇ ગયું છે, કે જાણે આ પૂર્વનો હિંદુસ્તાનજ ન હોય!

સત્તરમી સદીમાં દરેક યુરોપિયન કંપનીઓ અહીંથી કરોડો રૂપીઆનું કાપડ ખરીદતી. સમગ્ર યુરોપનાં બજારમાં હિંદી કાપડ સિવાય બીજું ન દેખાતું. એકલા કલકત્તાના બંદરેથીજ સ. ૧૮૦૧ માં ૬ હજાર ગાંસડી, સ. ૧૮૦૨ માં ૧૪ હજાર ગાંસડી, અને સ. ૧૮૦૩ માં ૧૩ હજાર કાપડની ગાંસડીઓ ઇંગ્લાંડ ગઇ હતી! સ. ૧૮૦૧ માં ૧૨ હજાર ગાંસડી કાપડની અમેરિકા ચઢી હતી. સ. ૧૮૦૦ માં ડેન્માર્કે અહીંથી ચાૈદ સો ગાંસડી અને પોર્ટુગાલે ૧૦ હજાર ગાંસડી ખરીદ કરી હતી. આ તો માત્ર એકલા કલકત્તાના બંદરનોજ વ્યાપાર હતો! પરન્તુ આજ એ યુરોપ અહીંથી કેટલું કાપડ ખરીદે છે? શૂન્ય. અફસોસ!

---

## એ જાહોજલાલી પર ઇંગ્લાંડનો ફટકો.

યુરોપના ગોરાઓ અહીંના કાપડપર અતિ મુગ્ધ હતા. તેઓને પોતાના દેશનો માલ પસંદજ આવતો નહિ. આ કારણુથી ત્યાંના કારીગરો બેસતા જતા હતા. પોતાનો ઉદ્યોગ

ટકુમકુ પણ ઉભો ન થઇ શકતો હોવાથી ત્યાંના કારીગરોએ પોતાનો પોકાર પોતાની સરકારને કાને પહોંચાડયો. ઇ. સ. ૧૭૦૦ માં ઇંગ્લાંડના રાજા ત્રીજા વિલિઅમે એક કાયદો ઘડી હિંદના રેશમી અને સુતરાઉ કાપડનો ધસારો અટકાવ્યો. તેણે જાહેર કરેલું, કે જે માણસ હિંદી સુતરાઉ કે રેશમી કાપડનો વ્યાપાર કરશે, તેનો ૨૦૦ પૌંડ (એટલે આસરે ૨૦૦૦ રૂપીઆ) દંડ કરવામાં આવશે. આનું પરિણામ શું આવે ? જે મેંચેસ્ટર અને બ્લેકબર્નના વણકરો હિંદથી સુતર મંગાવતા, અને જે મેંચેસ્ટર અહીંના કાપડ જેવું કાપડ વણવામાં પોતાને કળાનિપુણ થએલું સમજતું, તેજ મેંચેસ્ટર આજ કરોડો રૂપીઆના કાપડનો ઢગલો હિંદમાં કરે છે. અહીંના વણકરોનો ઉદ્યોગ મીટ્ટીમાં મળી ગયો. જે લોકોનાં ઉદ્યોગને હિંદી કાપડની કારીગરી આગળ બચવાની પણ આશા ન હતી, તેઓનો ઉદ્યોગ આજ વિશ્વવિજયી થઇ રહ્યો છે. જે હિંદુસ્તાનનું કાપડ યુરોપના રાજા-રાણીઓ સુદ્ધાં પહેરવામાં મગરૂરી લેતા, તેજ હિંદુસ્તાનના લોકો આજ વિલાયતી કાપડને અંગે ધારણ કરી પોતાને ફુટડા દેખાડવામાં મોટાઇ માને છે !! હિંદી કાપડના ઉદ્યોગ પર ઇંગ્લાંડે એવો તો મર્મપ્રહાર કર્યો છે, કે આજ હિંદુસ્તાન પોતાની જાતને ભૂલી ગયું છે !

## આજ પરદેશી કાપડથી લુંટાઇ રહેલું ભારત.

પરદેશીઓ આ દેશને જે જે વ્યાપાર માર્ગે નીચોવી રહ્યા છે, તે સર્વમાં તેઓ પોતાના કાપડથી અહીંની લક્ષ્મીનો મોટો ભાગ ઘસડી જાય છે. એક વેળાનું માતબર ભારત આજ ભિખારી બની ગયું છે. જો હવે આપણે આપણી જાતને ઓળખીશું નહિ—આપણાં ચક્ષુ ખોલીશું નહિ—તો વ્યાપારદ્વારા લૂંટ ચલાવવાની કળામાં નિપુણ બનેલા વીસમી સદીના વિદેશીઓ ભારતનું ધન રૂપી રુધિરમાંસ રહેવા દેશે નહિ. પર્વત જેવડા પરદેશી કાપડના ઢગલાથી હિંદ દબાઇ ગયું છે. જુઓ, ઉત્તરોત્તર હિંદમાં કેટલું વિદેશી સુતર-કાપડ આવી રહ્યું છેઃ—

ઇ. સ. ૧૬૫૮ માં સુતર અને કાપડ મળી સુતરાઉ વસ્તુ વિદેશથી ૫ કરોડ રૂપીઆની આવેલી. સ. ૧૮૭૭ માં તેની આયાત વધીને ૨૪ કરોડ રૂપીઆની થઇ! સ. ૧૯૦૯–૧૦ થી ૧૩–૧૪ માં તે પરદેશી સુતરાઉ માલ માટે હિંદને લગભગ ૫૨ કરોડ રૂપીઆ આપવા પડેલા! સ. ૧૯૧૫–૧૬ માં લગભગ ૪૬ કરોડ રૂપીઆ, સ. ૧૯૧૬–૧૭ માં લગભગ ૫૩ કરોડ રૂપીઆ, અને સ. ૧૯૧૭–૧૮ માં લગભગ ૫૭ કરોડ રૂપીઆ પરદેશ ધસડાઇ ગએલા! જે દેશના લોકોની માસિક આવક સરાસરી રાા રૂપીઆજ છે, તે ગરીબ દેશની ઝુંપડીઓમાંથી લગભગ ૬૦ કરોડ રૂપીઆની ડુંગર જેવડી દોલત દર વરસે એકલા સુતરાઉ માલના બદલામાંજ પરદેશ ખેંચાઇ જાય છે!

માત્ર થોડાં સૈકાં ઉપરજ જે ભારત આખી દુનિઆનાં બજારોમાં કાપડ પૂરૂં પાડવાનું હાથવણાટનું એક મોટું કારખાનું હતું, તેજ (કમનસીબ) હિંદ આજ પરદેશી વ્યાપારીઓનું કાપડ વેચવાનું મોટું બજાર બની ગયું છે. એ બજારમાં કાપડ વેચવાનો એક માત્ર ઇજારો મેંચેસ્ટર અને લેંકેશાયર ભોગવે છે. યુદ્ધની પહેલાં હિંદમાં પરદેશથી જેટલું કાપડ આવતું, તેમાં કોરા કાપડમાં સેંકડે ૯૯ ટકા, ધોએલામાં ૯૮ ટકા, અને રંગીન કાપડમાં સેંકડે ૯૨ ટકા કાપડ એકલા વિલાયતથીજ આવતું. તે વખતે જાપાન અને અમેરિકાનો વ્યાપાર નામમાત્ર હતો. પરન્તુ યુદ્ધમાં ઇંગ્લાંડ રોકાયું ત્યારથી જાપાન અને અમેરિકાએ તેની જગા લેવા માંડી છે.

---

## આ સ્થિતિમાંથી કોણ બચાવે?

આ સ્થિતિ પ્રજાની પાયમાલી કરનારી ગણાય. તેમાંથી બચાવ કરવાની ફરજ રાજસત્તાની હોઇ શકે, રાજસત્તાજ એક કલમ માત્રથી પ્રજાને એવી સ્થિતિમાંથી બચાવી શકે. પ્રજાને કોઇ પણ પ્રકારના નુકસાનમાંથી મુકત કરવા માટેજ કોઇ પણ દેશમાં સરકારનું અસ્તિત્વ હોય છે. ઇંગ્લાંડમાં ત્યાંની સરકારેજ હિંદના વ્યાપારને ઉખેડી નાખી ઇંગ્લાંડને બચાવ્યું હતું.

પરન્તુ સહજ પ્રશ્ન થાય છે, કે આપણી અંગ્રેજ સરકાર ઇંગ્લાંડનાપેઠે પરદેશીઓના વ્યાપાર પર અંકુશ મૂકી હિંદને બચાવશે? પરદેશી વ્યાપારમાં સર્વથી વિશેષ ઇંગ્લાંડથી માલ આવે છે, અને હમણા લડાઇના સમયથી જાપાન અમેરિકાથી તે આવે છે, તો અંગ્રેજ સરકાર હિંદમાં ઇંગ્લીશ, જેપાનીસ, અને અમેરિકન આદિ માલ વેચનારા વ્યાપારીઓ ઉપર ઇંગ્લાંડમાં નખાયો હતો તેમ મોટો દંડ, અથવા એ માલ ઘણો મોંઘો પડી જાય એવડો મોટો કર શું નાંખશે ખરી?

આનો જવાબ આપણે શું નક્કી કરી શકીએ? જવાબ નકારમાંજ આવે. કારણ કે જો તેમ કરવાનો ઇરાદો હોય, તો આજ સુધી ક્રમે ક્રમે કરોડો રૂપીઆના કાપડનો વરસાદ થાય ત્યાં સુધી તે જોયા કરે નહી. અંગ્રેજ પ્રજા આ દેશપર રાજ્ય ચલાવી અહીંથી વ્યાપારદ્વારા કરોડો રૂપીઆ પોતાને દેશ લઇ જાય છે. તે કરોડોની દોલત વડે ઇંગ્લાંડ સમૃદ્ધ બન્યું છે. ખાસ કરી એ દોલતની આવક વડે ઇંગ્લાંડ બલવાન્ બન્યું છે. અહીંથી ઇંગ્લાંડમાં ઠલવાતા લક્ષ્મીના વિપુલ પ્રવાહના કારણથીજ બ્રિટિશ શહેનશાહતમાં 'કોહીનૂર' તરીકે હિંદની ગણના થાય છે. તે ધનના પ્રવાહને ખૂદ ઇંગ્લાંડ તરફ જતો અટકાવવાને ઇંગ્લાંડના અહીં ખાતેના અધિકારીઓ શું કોઇ જમાનામાં પણ પાળ બાંધે ખરા? હિંદમાં અંગ્રેજ વેપારીઓને આવવાનો, અને હવે અંગ્રેજ સરકારને રહેવાનો, પ્રધાન હેતુમાત્ર હિંદમાંથી ધન મેળવી તેને ઇંગ્લાંડ તરફ મોકલવાનોજ હતો અને હોય. યુરોપનું મહાયુધ્ધ થવાનું નિદાન કારણ શું છે? મિત્રરાજ્યો કે જર્મનોને એક બીજાનો શું મુલક જીતવો હતો! નહિ. તે યુધ્ધ વ્યાપાર માટેજ હતું. લાખો માણસોની અને અબજો રૂપીઆની ખુવારી એ પોતપોતાના વ્યાપારને નિભાવવાને કે વધારવાને માટેજ હતી. આવી સ્થિતિમાં હિંદના કરોડો રૂપીઆ વ્યાપાર માર્ગે ઇંગ્લાંડાદિ દેશો તરફ જતા અટકાવવાની આશા હિંદ અંગ્રેજ સરકાર પાસેથી રાખી શકે કે? કોઇ યુગમાં પણ અંગ્રેજ સરકારને હાથે એ ધન અટકાવવાનું કામ બને ખરૂં? ત્યારે હિંદની કરોડોની સમૃદ્ધિ પરદેશો તરફ ઘસડાઇ ગયા કરે એમ જોયા કરવું એ પણ આ દેશના સંતાનો માટે બને એમ છે? એ સ્થિતિનું પરિણામ શું આવ્યું છે?

## આ સ્થિતિનું પરિણામ શું આવ્યું છે ?

પાછળ દર્શાવ્યું છે, તે પ્રમાણે આ દેશથી દર વરસે પરદેશી વ્યાપારદ્વારા, પરદેશી પ્રજાની માલીકીની ખેતીદ્વારા, અને તેવીજ માલીકીની ખાણોદ્વારા મળીને લગભગ બે અબજ રૂપીઆ પરદેશમાં હંમેશને માટે ઘસડાઇ જાય છે. આની અસર આપણા દેશને જે થઇ છે, તે ઇવેકાદ્રક દીવા જેવી સ્પષ્ટ દેખાય છે.

(૧)

હિંદ માતબર દેશ મટી સમૃદ્ધિના રસકસથી ચૂસાઇ સફેદ પૂણી જેવો થઇ ગયો છે. આજે હિંદમાં દરેક સ્થળે ગરીબાઇ અને ગરીબાઇજ આંખ સામે દેખાય છે. એક વખતના ધનસંપન્ન દેશનાં બચ્ચાંઓ આજ રોટલીના ટૂકડા માટે 'ઓ માબાપ અમને કંઇ આપો' એમ કહી દેશમાં પોકાર કરે છે! આ અવનીના કોઇ પણ દેશમાં હિંદની માફક ભિખારીઓ ટોળે મળી પેટનો ખાડો પૂરવા ભટકતા નહિ દેખાય. દેશની ગરીબાઇથીજ આજ હિંદના કંઇ કરોડો કુટુંબો દિવસમાં એક વખતજ પેટનો ખાડો પૂરી આયુષ્ય પૂરૂં કરે છે!! એ ગરીબાઇથીજ દેશમાં ઝોળીએ હીંચતાં કંઇ લાખો નાનાં બાલકોને દૂધનું દર્શન પણ થતું નથી!! તેઓ બિચારાં દૂધની ઝંખના કરતાં અકાળે કરમાઇ જાય છે. એ ગરીબાઇથીજ કંઇ લાખો કુટુંબો ઘી માખણને બદલે કોરી રોટલીના ટૂકડાઓથી પેટ ભરી શક્તિહીન જીવન ગાળે છે! એ ગરીબાઇથીજ દેશના લાખો બાંધવો પૂરતાં વસ્ત્ર વિના ટાઢમાં થરથર ધ્રૂજે છે! અને એવા માબાપો પોતાનાં બાલકો સામું જોતાં આંખમાંથી આંસુ સારે છે!! તેઓ બિચારા શું કરી શકે? એ ગરીબાઇથીજ ઇન્ફ્લુએંઝા આદિ દર્દોમાં માવજત વિના લગભગ લાખો ભારતવાસી મૃત્યુ પામ્યા! એ ગરીબાઇને લીધેજ ખાસ કરીને આ દેશના લોકોનું આયુષ્યમાન ઘટી ગયું છે! એ ગરીબાઇથીજ ચિંતામાં અને ચિંતામાંજ કરોડો હિંદવાસી દિવસો વિતાડે છે! એ ગરીબાઇના કારણથીજ દુષ્કાળની સામે હિંદના સંતાનો ટકી શકતા નથી! એ ગરીબાઇના ડંખથીજ ઉગતાં બાલકોને માબાપ "નોકરીના ધંધામાં" જોડી દે છે.

તેઓ પછી ખીલી શકતા નથી ! આ ગરીબાઇજ ભારતની દુર્દશાનું મૂળ છે. આ ગરીબાઇથીજ ભારતના સ્વમાનની કિંમત ઉતરી પડી છે. તેના સ્વમાનના કાંટાની અણી ભાંગી ગઇ છે. આ ગરીબાઇના વ્યાઘ્રમુખમાં હિંદ ફસાઇ પડ્યું છે ! અરે ! તેમાંથી તે નહિ બચે ?

( ૨ )

સરકારે પંજાબપર જે અત્યાચાર કર્યો છે, તેથી સમગ્ર હિંદની પ્રજા ખળભળી ઉઠી છે. સરકારે તે ભયંકર અન્યાય કર્યો છે; એમ આખો દેશ સમજે છે. એ અત્યાચાર જંગલી જમાનાને પણ શરમાવે તેવો થયો છે. એ અત્યાચાર અમાનુષી થયો છે. આ અત્યાચારની આગળ હવે જર્મનોને ખૂની અને અત્યાચારી ગણવા કે કેમ તે એક પ્રશ્ન છે. કલકત્તાના "બ્લૅક હૉલની" જંગલી ક્રૂરતાનું વર્ણન બ્રિટિશ કેળવણી હિંદના બાલકોને હવે કેવી રીતે આપી શકશે ? પંજાબ પરનો અત્યાચાર ટૂંકમાં નીચે બતાવ્યો છેઃ—

( ૧ ) નિઃશસ્ત્ર ઘરડાં, યુવાન, અને બાલકોની એક વિશાળ સભામાંથી નિર્દયપણે લગભગ ૧૦૦૦ માણસને ગોળીથી મારી નાખવામાં આવ્યા. સભા તોફાની ન હતી બિચારા બન્ધુઓ માત્ર ભાષણ સાંભળવા આવ્યા હતા.

( ૨ ) પેટે ચાલવાની જંગલી આજ્ઞા બ્રિટીશોએ કરી. પેટે ચાલતાં કમર ઉંચી થઇ જાય તો તે પર બંદુકનો કુંદો મારી બરાબર સર્પની માફક ચાલવાની ફરજ પાડવામાં આવી હતી.

( ૩ ) ગમે તેવા નાજુક બાંધાના આદમીઓને પણ ફટકા મારવાની ઘાતકી સજા કરવામાં આવી હતી. ફટકા મારતાં શરીરમાંથી લોહી નિર્ગમે, બેભાન થઇ જવાય ત્યારે મોંમાં પાણી નાખી તેને શુદ્ધિમાં લવાય, અને પાછા ફટકા મારવાનું કામ ચાલુ થાય, એવું ભયંકર કામ પંજાબમાં થયું છે.

( ૪ ) વિદ્યાર્થીઓને પંજાબના બે માસના સખ્ત ઉનાળામાં દરરોજના ૧૬–૧૬ માઇલ ચાલવાની ફરજ પાડવામાં આવી હતી.

( ૫ ) કોઇ માણસ વિરૂદ્ધ જુઠી જુબાની આપવાને કોઇને કહેવું, અને જો તેમ કરવાની તે ના કહે, તો તેની ગુદામાં લાકડી નાખી જુલમી જમાનાને પણ ભુલાવે તેવું કામ કરી બળાત્કારે જુઠી જુબાની આપવાની 'હા' કહેવડાવવામાં આવી હતી.

( ૬ ) જુઠી સાક્ષી ઉભી કરવાને માણસના એક હાથ ઉપર ખાટલાનો પાયો મૂકી તે ખાટલાપર સાત–આઠ સિપાઇઓ ચઢી ખાટલાને ખૂંદતા અને એ રીતે નિર્દયતાનો પરિચય કરાવી અમલદારો જુઠી સાક્ષી ઉભી કરતા.

( ૭ ) એક માત્ર ભય અને ત્રાસ બતાવવાના હેતુથીજ ચૂંટી ચૂંટી જાડા વિદ્યાર્થીઓને સ્ટેશન પર ફટકા મારવામાં આવ્યા હતા.

( ૮ ) નિઃશસ્ત્ર શહેરીઓને બબ્બે વચ્ચે એકેક હાથ કડી નાખી કોટડીમાં પૂરવાવામાં આવ્યા હતા. પિશાબ કરતી વખતે પણ તેઓને સાથેજ રહેવું પડતું.

શહેરી કેદીઓને લગભગ ૩૬ કલાક કંઇપણ ખોરાક વિના ખુલ્લી ધરતીપર સુવાડયા હતા. હા, ખોરાકમાં કોટડીમાં એક ખૂણે ચણાનો ઢગલો, અને બીજે ખૂણે પાણીની ડોલ રાખેલાં હતાં.

( ૯ ) ગોરા અમલદારને સલામ કરતાં જેઓ ચૂકતા તેમને ફટકાની સજા થતી, અથવા જમીન પર નાક ઘસવાની ફરજ પાડવામાં આવતી.

( ૧૦ ) ઘોડે બેસીને કે ગાડીમાં જતાં ગોરા અમલદારને દેખતાંજ ઉતરી જવું પડતું. છત્રી ઓઢી હોય તો બંધ કરી દેવી પડતી, અને માનપૂર્વક દરેક અંગ્રેજ અમલદારને સલામ ભરવી પડતી.

( ૧૧ ) ગોરા લોકોને સલામ કરતાં જેઓ ભૂલ કરતાં તેઓના માથા પરથી ફેંટા સોલ્જરો ઉતારી લેતાં, અને ગળાની આસપાસ વિંટાળી તે માણસને કેંપ તરફ ઘસડી લઇ જતાં. ત્યાં દંડ થતો અથવા ફટકા મરાતા.

( ૧૨ ) એક માણસે સલામ તો ભરી હતી, પણ તેની સલામ તરફ ગોરા અમલદારનું ધ્યાન નહિ, એટલે તેને તે ગોરાના જોડા ચૂમવાની ફરજ પાડવામાં આવી હતી.

(૧૩) મોભાદાર માણસોની પાસે બજારમાંની મોરીઓ સાફ કરાવવામાં આવી હતી.

(૧૪) એક નાનો મુસલમાન બાલક અજાણતાં સોલ્જરોએ ઠરાવેલી હદ ઓળંગી પોતાના બકરાં ચરાવતો હતો, તેને સોલજરોએ ગોળીથી મારી નાખ્યો, અને તેના ફેંટા વડે તેનું મુડદું બાંધી ગામના તળાવ પાસે તેઓ મૂકી ગયા.

(૧૫) સરદાર બુઢાસિંહને પકડવામાં આવ્યા. તેણે જુલાબ લીધો હતો. તેને પિશાબની હાજત થઇ આવી. સોલ્જરની રજા માગી. પણ કંઇ વળ્યું નહિ. બહુ અરજ કરી ત્યારે જવાબ મળ્યો, કે "ગળી જાઓ તો શું ?

(૧૬) આ સર્વ ઉપરના અત્યાચારો કરતાં પણ ભારતની સ્ત્રીજાતનું જે અપમાન કરવામાં આવ્યું છે, તેની જોડે બેઇજ્જતપણે જે વર્તન ચલાવવામાં આવ્યું છે, તેથી તો હિંદની પ્રજાનું હૃદય ચિરાઇજ ગયું છે, તે દિગ્મૂઢ બની ગઇ છે.

(મોટો જોખમદાર અમલદાર) બોસ્વર્થ સ્મીથ સ્ત્રીઓ તરફ વળ્યો. તેમને ગાળો દઇ તેમના ઘુમટા ખોલી નાખ્યા; અને 'માખીઓ'! 'કુતરીઓ'! 'ગદ્ધીઓ'! વગેરે બીભત્સ ગાળો દીધી. તે બોલ્યો: "તમારા લાઘરા પોલીસના સિપાઇઓ તપાસશે. તમે તમારા ધણીની સાથે.........હતી, ત્યારે તેમને ઉઠીને જવા શા માટે દીધા !" આમ બોલી તે સ્ત્રીઓ તરફ થૂંક્યો. તે અમલદારે કેટલીક સ્ત્રીઓને તો ફટકાવી પણ હતી, અને તેમને બે પગ વચ્ચેથી હાથ કઢાવી કાન પકડાવ્યા હતા.

(વાંચો, પંજાબ પ્રજાકીય કમીશનનો રિપોર્ટ.)

આવો અત્યાચાર આ સુધરેલા જમાનામાં સુધરેલા સરકારને હાથે થયો છે. આ અત્યાચારની પાસે 'સમરૂ'નું ઘાતકી કામ, કલકત્તાનું કારાગૃહ અને જર્મનોનું 'હૂણપણું' હવે ઝાંખું પડી ગયું છે.

પરન્તુ પ્રશ્ન ઉઠે છે, કે આવો અત્યાચાર કરવામાં સરકારની પાસે સાધન શું હતું ? તેની પાસે એક માત્ર 'બલ' હતું. બલનો મોટો સંચય હતો. એના વડેજ હિંદ પર અન્યાય કરવામાં સરકાર નિર્ભય હતી. એ બળ ઉપરજ મુસ્તાક હોવાના

કારણથી તે કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવાની દરકાર પણ નથી કરતી. તેની આંખોપર બલની અંધારી તેણે બાંધી દીધી છે, અને તેથી હિંદના દર્દને તે જોઇ શકતી નથી. પરન્તુ એ બલને ટકાવી રાખનાર કોણ છે? તેને ટકાવી રાખનાર ઇંગ્લાંડનો દોલતનો ખજાનો છે. એ ખજાનાથી તે મોટાં લશ્કરો નિભાવી શકે છે–બલનો મોટો સંચય કરી શકે છે. બીજા શબ્દોમાં કહીએ, તો એ દોલતજ તેનું બલ છે.

પરન્તુ તેની એ દોલતનો મુખ્ય આધાર કોણ છે? એ દોલતના ભંડારને ઉણો થવા કોણ નથી દેતું? આપણેજ અહીંથી ધનનો પ્રવાહ ચાલ્યો જવા દઇ તેના આધાર બનીએ છીએ. તેના ભંડારને ઉણો થવા નથી દેતા. આપણેજ વિદેશી વસ્તુના વ્યસની બની જવાથી ગરીબાઇની ખીણમાં ગબડતા જઇ મોટે ભાગે ઇંગ્લાંડને શ્રીમંતાઇના શિખર પર ટકાવી રાખીએ છીએ. આપણી ગરીબાઇજ મોટે ભાગે તેના બળનું કારણ છે; અને તેથી એમ કહી શકાય, કે આપણેજ પરદેશી માલની આયાતના વ્યાપારદ્વારા અહીંથી વિલાયત તરફ ધન રવાના કરી તેના બદલામાં પરોક્ષ રીતે પંજાબના જેવા અત્યાચારની, આપણે માટે ભયંકર અન્યાયની, અને ભયાનક ગરીબાઇની ખરીદી કરીએ છીએ. આપણે એવો વ્યાપાર ચલાવતા રહી એવી ખરીદી કરવાનો વિચાર હવે ક્યાં સુધી રાખવો છે? હિંદથી ચાલ્યા જતા ધનથી થયેલી સ્થિતિનું આ બીજું પરિણામ છે.

(૩)

બહુમતવાદ–મેજોરિટીને માનનાર ઇંગ્લાંડની સરકારે આજ હિંદના સાત કરોડ મુસલમાન ભાઇઓના બહુમતને બાજુએ મૂકી દીધો છે. ખિલાફતનો એ ભાઇઓનો પોકાર ઇંગ્લાંડે ન સાંભળ્યો. આનું કારણ શું? સાત કરોડ પ્રજાનો અવાજ (દુનીયાના બીજા ભાગના મુસલમાનોનો અવાજ તો જુદો) કેમ ન સંભળાય? કાં તો અવાજ નિર્બળ હોય, કાં તો કાન બહેરા હોય. અવાજ નિર્બળ ક્યાં છે? કાન બહેરા કરેલા છે. આનું કારણ પણ ઉપર પ્રમાણેજ છે. પોતાના

બળના અભિમાનથીજ કરોડો મુસ્લીમ લાગણીને લક્ષમાં નથી લીધી. હિંદથી ચાલી જતી લક્ષ્મીનો પ્રવાહ તેના એ બળના અભિમાનમાં મોટે હિસ્સે ભાગીદાર છે; અને તેથી ખિલાફતનો અન્યાય ખરીદવામાં પણ કેટલેક અંશે હિંદુસ્તાનજ દોષિત છે. હિંદુસ્તાને હાથે કરી પરદેશી માલને ઘરમાં ઘુસાડી ગરીબાઇને તો આણી, પરન્તુ જોડે આ પ્રમાણે બીજા અત્યાચારો અને અન્યાયો પણ તેને બલાત્કારે ખરીદવા પડયા ! આ વસ્તુસ્થિતિમાંથી આપણે મુક્ત થવું છે ? જો થવું હોય તો એકદમ સ્વરાજ્ય મેળવવું જોઇએ. વિચારો કર્યા કરવાના આપણા દીર્ઘસૂત્રીપણાને દૂર કરી દઇ આ પળેજ આપણે સ્વરાજ્ય મેળવવાની પવિત્ર પ્રતિજ્ઞા કરી લેવી જોઇએ. પરન્તુ એ સ્વરાજ્ય કેવી રીતે મળે ? હિંદથી ચાલ્યા જતા ધનથી થએલી સ્થિતિનું આ ત્રીજું પરિણામ છે.

---

## સ્વરાજ્ય શી રીતે મળે ?

**સૌથી પ્રથમ પરદેશી કાપડનો એકદમ ત્યાગ કરો.**

આપણે ગરીબાઇ દૂર કરવાને, અન્યાયો થતા અટકાવવાને, અને માણુસ જાતની વચ્ચે સમાન સપાટીએ રહેવા માટે સ્વરાજ્ય ઇચ્છીએ છીએ. બીજાનો ભોગ લઇને નહિ, પરન્તુ **આપણો ભોગ આપીને આપણે સ્વરાજ્ય લેવું છે. આપણે બ્રિટિશોની સાથે પ્રેમથી વર્તીને, તેઓ અતિથિ તરીકે ઘેર આવે તો તેમનું આતિથ્ય કરીને, અને તેમને સલામત રાખવાનું 'પ્રોમીસ' આપીને સ્વરાજ્ય પ્રાપ્તિનો યજ્ઞ કરવા તૈયાર થયા છીએ. કોઇ પણ હિંદીએ સામાના પ્રાણહરણ કરવાના વિચાર કરી સ્વરાજ્ય પ્રાપ્તિના આ પવિત્ર યજ્ઞ પાસે આવવું ન જોઇએ.** આપણો એ યજ્ઞ દૈવી છે આસુરી નથી. આપણે આપણા પૂર્વકાળના સંત-ફકીરોના દૈવી જમાના તરફ પાછા હઠી આત્માને ઉજ્જવલ બનાવતા જઇ સ્વરાજ્યની સાધના કરવાની છે. એવી સાધનામાં પરમાત્માની સહાયતા હોયજ અને છે. આપણા આ યત્નથી અંગ્રેજ, અમેરિકન, જેપાનિસ આદિ પ્રજાઓના સ્વાર્થને ગંભીર નુકસાન તો થશેજ, પરન્તુ તેમ કરવામાં તેમને લુંટી લેવાનો આપણો આશય નથી. આપણી ગરીબાઇ, અને આપણા પરના અન્યાય દૂર કરવાનોજ તેમાં પવિત્ર હેતુ છે.

પરદેશથી આવતા અનેક પ્રકારના માલના બદલામાં ન્હાના વહેળા રૂપે, ન્હાની ન્હાની નદીઓ રૂપે, અને ગંગા જેવી મોટી નદી રૂપે પરદેશના મહાસાગરોમાં હિંદનો ધન પ્રવાહ ચાલ્યો જાય છે. સૂક્ષ્મ રીતે જોતાં એ ધન પ્રવાહ નથી જતો, પરંતુ હિંદનો શક્તિ–પ્રવાહ ચાલ્યો જાય છે. એ પ્રવાહની આડે હિંદ નાની મોટી પાળ બાંધી દે, તો હિંદ સ્વરાજ્ય ભોગવે છે એમજ કહી દેવાય. કારણ કે, તો પછી હિંદમાં ગરીબોનાં ટોળાં આપણે ન જોઇ શકીએ. આપણી (ઉપરની ભપકા ભરી નહિ પરન્તુ) કાર્યસાધક પ્રગતિ કરવામાં આપણે છૂટે હાથે ધન ખર્ચી શકીએ. તેમ થાય એટલે હિંદનું અપમાન કરવાની, તેની બેઇજ્જત કરવાની, તેની કતલ કરવાની જગતની કોઇ પણ પ્રજા હિંમત પણ ન કરી શકે. ઉલટું, આ આર્યાવર્ત દેશ કે જે સ્વભાવતઃ પ્રપંચી નથી, સ્વભાવતઃ સંત-ફકીરોની ભૂમિ છે, જ્યાં મહાત્મા બુદ્ધ, મહાવીર સ્વામી, શંકરાચાર્ય, નાનક, કબીર આદિ મુક્તાત્માઓ અવતરી ગયા છે, તે પુણ્યપ્રદેશ જગતની બીજી પરાધીનતાથી પીડાતી પ્રજાનો આર્તનાદ સાંભળી તેને મુક્તિ અપાવવા નિઃસ્વાર્થભાવે પોતાની શક્તિનો ખર્ચ કરે.

પરન્તુ વહી જતા દરેક ધનપ્રવાહની આડે પાળ બાંધી દેવાની હિંદમાં નૈતિક શક્તિ છે? હા છે, પણ થોડી છે. એ થોડી શક્તિ વડે પરદેશોની મોટી વ્યાપારશક્તિઓની સામે યુદ્ધ કરવાનું છે. આપણે એ શક્તિમાં ઝડપથી ભરતી કરવા માંડી છે. પરન્તુ જ્યાં સુધી આપણે પૂરે પૂરી એ શક્તિ ભેગી ન કરી શકીએ ત્યાં સુધી કેવી રીતે લડવું? આપણે આપણી હાલની થોડી પણ સઘળી શક્તિને પરદેશોનાં ધનહરણ કરનારાં મોટાં વ્યાપારસૈન્યોની સામે કયે ઠેકાણે ગોઠવવી જોઇએ?

જ્યારે બેલ્જીઅમને માર્ગે જર્મન સૈન્યસમુદ્ર ફ્રાન્સ તરફ ઉતરી આવતો હતો, ત્યારે અનેક ઝીણાં મોટાં ગામડાંઓમાંથી ફ્રાન્સે પોતાનું સૈન્ય ખેંચી લઇ પેરિસ તરફ ધસી આવતા મોટા જર્મન પ્રવાહને ખાળવા માટે તેને ગોઠવી દીધું. ફ્રાન્સનું પ્રથમ ધ્યેય પેરિસનો બચાવ કરવાનું હતું. તે સમજતું હતું, કે પેરિસનો બચાવ થયે ફ્રાન્સનો બચાવ થશે. આપણે પણ આ રીતે લડવાનું છે.

નાનાં નાનાં ધનનાં વહેળા, તથા નાની નાની ધનની નદીઓમાંથી હાલ ભલે પરદેશો તરફ હિંદનું ધન વહી જાય. તેને હમણા જવા દો. પરન્તુ ધનનો મહાન્ પ્રવાહ, કે જે પરદેશી કાપડના બદલામાં નિત્ય ચાલ્યો જાય છે, તેની આડે હિંદુસ્તાને હાલની પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરવો જોઇએ. એ મહાપ્રવાહને અટકાવ્યો એટલે નાના મોટા વહેળાને અટકાવવા સહેલા છે. પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરી આપણે એ પ્રવાહને જતો અટકાવી શકીએ. સ્ત્રીઓ અને પુરુષોએ બાલકથી માંડી વૃદ્ધ પર્યંત એ વિદેશી કાપડનો બહિષ્કાર કરી નાખવો જોઇએ. એમ થયે આપણે દર વરસે ૬૦ કરોડ રૂપીઆ બચાવી શકીએ, અને તેટલે દરજ્જે ગરીબાઇનો ડંખ ઓછો થાય. એમ થશે એટલે ઇંગ્લાંડને વિચાર કરવાની ફરજ પડશે. તેને હિંદ સાથે સમાનભાવે વર્તવાની કબુલાત આપવી પડશે. તેને તેજ વખતે હિંદને સંસ્થાનોના જેવું સ્વરાજ્ય આપવાના નિશ્ચય ઉપર આવવું પડશે; અને તેજ વખતે હિંદના બાલકો નિર્ભય બની 'એશિઆટિક મજુર' તરીકે નહિ પણ સમાન ગૃહસ્થ તરીકે દુનિઆમાં વિચરવાનો હક્ક મેળવશે. એમ થશે, એટલે હિંદી બાલકો વીસમી સદીના છેલ્લામાં છેલ્લા હુન્નર ઉદ્યોગમાં હાલની માફક ગોકળગાયની ઝડપે નહિ, પરન્તુ વેગવતી ગતિએ આગળ વધશે. અહીંઆ ઇન્ફ્લુઅંઝા જેવા દર્દોમાં પછી હિંદીઓ પશુ પેરે લાખોની સંખ્યામાં મરી જઇ શકશે નહિ. નાનાં નાનાં બાલકોનાં પોષણ માટે દુધનો દુષ્કાળ તે વખતે રહેશે નહિ એક ટંક અનાજ લઇ જીવન નિભાવવાના દિવસ તે વખતે જતા રહેશે. આપણી આસપાસ "માબાપ! અનાથને કંઇ આપો" એવો અવાજ સંભળાશે નાહ. પરન્તુ તે સઘળું પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવામાંજ સમાએલું છે. વાંચનાર! આપણને આપણી જન્મભૂમિનું આ સુખભર્યું સુંદર ચિત્ર નથી ગમતું? જરૂર ગમે છે; અને જો તે આપણને ગમે છે, તો આપણે વિદેશી કાપડને આપણી આંખો આગળથી આ ગરીબડા દેશને ખાતર—પ્રભુને ખાતર—હંમેશને માટે દૂર કરી દેવું જોઇએ.

---

## એ કાપડનો ત્યાગ કેવી રીતે કરવો?

એ પરદેશી કાપડનો ત્યાગ કરી આપણી મીલોમાં બનતું સ્વદેશી કાપડ લેવા જઇએ, તો શું પરિણામ આવે? આ દેશમાં કાપડનો મોટો દુકાળ પડે. મીલોના સ્વદેશી કાપડના ભાવ એટલી હદે વધી જાય, કે તેથી અહીંનો ગરીબ અને સાધારણ વર્ગ કચરાઇ જાય. આપણે એમ કરવાનું નથી. આપણે તો એવી રીતે પરદેશી કાપડનો ત્યાગ કરતા જઇ સ્વદેશી કાપડનો પ્રચાર કરવો છે, કે જેથી સ્વદેશી કાપડ મોંઘુ ન વેચાય. એમ કરવા માટે આપણે સ્વાશ્રયી બનવાનું છે. એકલી મીલો પર આધાર રાખવાનો નથી. હિંદની કાપડની ભૂખ ઘણી મોટી છે. તે ભૂખ માટે એકલી મીલો પાસે દોડવામાં આવે તો હિંદમાં ત્રાસ વર્તે. હિંદમાં કાપડની ભૂખ આ પ્રમાણે છે:--

ઇ. સ. ૧૯૧૩-૧૪ માં ૧ અબજ ૧૬ાા કરોડ વાર કાપડ હિંદની બધી મીલોમાં બન્યું.

ઇ. સ. ૧૯૧૩-૧૪ માં ૧ અબજ ૧૫ કરોડ વાર કાપડ હિંદનાં ગામડાંમાં હાથની શાળોપર બન્યું.

ઇ. સ. ૧૯૧૩-૧૪ માં ૩ અબજ ૧૬ કરોડ વાર કાપડ પરદેશથી આયાત થયું.

હિંદની કાપડની ભૂખ આ પ્રમાણે લગભગ પાા અબજ વાર કાપડ જેટલી દર વરસે છે. આમાંથી મીલો તો માત્ર ૧ અબજ ૧૬ કરોડ વાર જેટલુંજ કાપડ બનાવી શકે છે. ઘણા હર્ષની વાત છે, કે આજ મીલોના જમાનામાં પણ પ્રાચીન કાળનો આપણો હાથવણાટનો ઉદ્યોગ તેની હાલ છેક પડતીના સમયમાં પણ આપણને ૧ અબજ ૧૫ કરોડ વાર કાપડ જેટલી મદદ દર વરસે કરે છે. આપણે ૩ અબજ ૧૬ કરોડ વાર જેટલું કાપડ બનાવવાનો યત્ન કરવાનો છે.

આપણે આપણી મુક્તિના આ આત્મિક યુદ્ધમાં પ્રાચીન સમય તરફ પાછા હઠી લડવાની 'પૉલિસી' ધારણ કરેલી છે, તો વિદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવામાં પણ આપણે પાછા હઠી 'રેંટીઆના જમાના' તરફ જવાની જરૂર છે એ રેંટીઓ ઘેરે ઘેર ફરતો થવો જોઇએ. તેમાંથી આપણે આપણા દેશના રૂમાંથીજ સુતર બનાવવું જોઇએ. એ સુતર બજારોમાં વેચાય. તેનાથી ખાદી વગેરે જે વણાય તેનો ઉપયોગ કરી આપણાં

શરીર ઢાંકવાં જોઇએ. એ રીતે કરીશું તો દેશમાં કાપડનો દુકાળ નહિ પડે. રેંટીઆ પરથી હાલ તુરતજ ઉંચા નંબરનું સુતર નહિ બને; કારણ કે એ ઉદ્યોગનો અત્યારે પુનર્જન્મ થાય છે; અને તેથી આપણે બારીક કાપડ પહેરવાનો શોખ કમી કરવો પડશે. ખાદી જેવાં જાડાં કાપડથી જેને હરકત પડતી હોય, તે મીલોમાં બનતાં ઝીણાં કાપડનો ઉપયોગ કરી શકે. પરન્તુ આપણે તપાસવું જોઇએ, કે એ ઝીણું કાપડ પરદેશી સુતરથી વણાયું તો નથી ને? પરદેશી સુતર ખાસ કરીને મીલોમાં ધોતીયાં બનાવવામાં વપરાય છે. આથી આપણે ૪૦–૪૫ **નંબરનું સુતર કે જે અહીંના રૂમાંથી અહીં બનાવી શકાય છે, તેનાં ધોતીયાં પહેરવાં એજ ઉચિત છે.** આ રીતિ પ્રમાણે આપણે સ્વદેશી કાપડ વાપરી આપણા વ્હાલા દેશ માટે પરદેશી કાપડનો ત્યાગ કરી શકીએ.

---

## રેંટીઆની ઘણી જરૂર શા માટે છે?

કેટલાક પોતાને હિંદના વ્યાપાર વિષેના અભ્યાસી માનનારાઓ 'રેંટીઆ' શબ્દથી ભડકે છે. તેઓ એટલા ભડકે છે, કે તે માટે વિચાર કરવાને મગજને મહેનત ન આપતાં એમજ અભિપ્રાય આપવા મંડી પડે છે, કે આ રેંટીઆની હીલચાલના આગેવાન મહાત્મા ગાંધીજી દેશને આ ઝાકઝમાળવાળા ઉદ્યોગના જમાનામાંથી પૂર્વ સમયના રેંટીઆના બીન સુધરેલા જમાના તરફ ધસડી જાય છે! તેઓની આ નિર્બલ વિચારશક્તિ માટે દયા આવે છે. ઘણા પારસી ભાઇઓ તો રેંટીઆની પ્રવૃત્તિ તરફ હાસ્ય કરે છે. તેઓને અપ–ટુ–ડેટ પરદેશી ફેશનેબલ કપડાં તજી આ રેંટીઆ તરફ આવવું કેમ ગમે? જો તેમને (તેમના પણ) આ દેશની દાઝ હોય, તો રેંટીઆ તરફ આવવુંજ પડશે. હવે આપણે જોઇએ કે રેંટીઆની ઘણી જરૂર શા માટે છે?

આપણને સુતરની ઘણી જરૂર છે. પરન્તુ સુતર પેદા કરવાના સાધન આપણી પાસે પૂરતાં નથી. આપણી સુતર પેદા કરવાની શક્તિ અને તેની આવશ્યકતા કેટલી છે તે જોઇએ.

આપણે યાદ રાખવું જોઇએ, કે જેમ મીલોનાં કાપડ સાથે દેશમાં હાથવણાટથી પણ કાપડ પેદા થાય છે, તે પ્રમાણે મીલોમાં બનતાં સુતરની સાથે દેશમાં સુતર નથી કંતાતું. સુતર તો એટલી મીલોમાં બને છે. ગામડાંના વણકરો મીલોનું સુતર વાપરી કાપડ વણે છે. તે ઉપરાંત બહાર દેશાવર ખાતે મીલોમાંથી સુતરનો એક મોટો જત્થો જાય છે.

હિંદની બધી મીલોમાં મળી હાલ લગભગ ૬૭ લાખ સ્પીન્ડલો સુતર કાંતે છે. તેઓ બધી મળી લગભગ ૬૨ કરોડ રતલ સુતર દર વરસે બનાવે છે. તેમાંથી દર વરસે લગભગ ૧૯ કરોડ રતલ સુતર બહાર દેશાવર ખાતે જાય છે. બાકીનું ૪૩ કરોડ રતલ સુતર મીલો અને હાથવણાટમાં વપરાય છે. આમ છતાં લગભગ ૫ કરોડ રતલ જેટલું બહુધા બારીક સુતર પરદેશથી મંગાવવું પડે છે. સ. ૧૯૧૭–૧૮ માં તેની કિંમત આસરે ૪ા કરોડ રૂપીઆ હતી. આ બારીક સુતર મુખ્યત્વે કરીને ઝીણાં ધોતીઆં, સાડીઓ અને મલમલ બનાવવા માટે મંગાવવામાં આવે છે.

ત્યારે આપણે મીલોમાં બનતાં સુતર ઉપરાંત બીજા કેટલા સુતરની આવશ્યકતા રહી? વિદેશથી જે બારીક ૫ કરોડ રતલ સુતર આવે છે તેનો ખાડો પૂરવા જેટલું, અને વિદેશથી જે લગભગ ૩ા અબજ વાર કાપડ આવે છે તે અહીં બનાવવા માટે જેટલું સુતર જોઇએ તેટલું એકંદર સુતર આપણે ઉત્પન્ન કરવું જોઇએ.

આપણા દેશમાં પહેલાંની માફક ઉંચા તારનું રૂ નીપજતું હોત, તો તો આપણે વિદેશથી આવતું ૫ કરોડ રતલ બારીક સુતર સ્હેજે થોડા સમયમાં અહીં કાંતી શકત. પરન્તુ તેવું ઉંચી જાતનું રૂ નીપજતું ન હોવાથી આપણે તેની જગાએ જાડું સુતર કાંતવું પડે. એ જાડું સુતર આપણે પરદેશના બારીક ૫ કરોડ જેટલુંજ કાંતીએ તો પૂરૂં કયાંથી થાય? જાડા ૫ કરોડ રતલ સુતરની લંબાઇ તેટલાજ વજનના બારીક સુતરની લંબાઇની બરોબર કયાંથી થાય? તેમ કરવાને

આપણે ઓછામાં ઓછું હાલ લગભગ ૨૦ કરોડ રતલ જાડું સુતર વરસે દિવસે કાંતવું પડે.

આપણે વિદેશથી આવતા બારીક ૫ કરોડ રતલ સુતરની જગાએજ જાડું ૨૦ કરોડ રતલ સુતર કાંતવું પડે. આ ઉપરાંત વિદેશથી આવતાં ૩ા અબજ વાર કાપડને અહીં બનાવવાને બીજું લગભગ ઓછામાં ઓછું ૯૦ કરોડ રતલ સુતર કાંતવું જોઇએ. એટલે એકંદરે અહીંની મીલોમાં જેટલું સુતર બને છે, તે ઉપરાંત બીજું લગભગ ૧૧૦ કરોડ રતલ સુતરં અહીં કાંતવું પડે. આવડા મોટા સુતરના વિશાળ જત્થાને કેવી રીતે તૈયાર કરવો ?

અહીંની મીલો સ્પીન્ડલોની સંખ્યા વધારે જાય, અને સુતર મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરે તો ભલે, પરન્તુ તેમ કરી સુતરનો ગંજાવર જત્થો પેદા કરવાને મીલોને બહુ વર્ષો જોઇએ. એકલાં વર્ષોજ નથી જોઇતાં, પરન્તુ એટલાં વર્ષોની સાથે મુડી, મજુરી, કોલસો એ આદિનો પણ બહુ વિચાર કરવો પડે એમ છે. આપણે તો હવે સમય ગુમાવ્યા સિવાય એટલા સુતરને અહીં બનાવવું છે. વખત ખોયા વિના તે કેવી રીતે કરી શકીએ ? આપણે એને માટે હાથમાં રેંટીઓ લેવોજ પડશે. એ રેંટીઆથીજ ઘણા જૂજ સમયમાં આપણે જરૂરનું સઘળું સુતર બનાવી શકીશું. દર વરસે ૧૧૦ કરોડ રતલ સુતર આપણે રેંટીઆ પરથી કાંતવાનું છે. એ હિસાબે દરરોજ રેંટીઆ પરથી લગભગ ૩૦ લાખ રતલ સુતર ઉત્પન્ન કરવું જોઇએ. જો એક રેંટીઆપરથી સરેરાશ પાંચ તોલા સુતર ઉત્પન્ન થઇ શકે એમ સ્વીકારીએ, તો હિસાબે લગભગ દરરોજના ૨ા કરોડ રેંટીઆ ફરતા થવા જોઇએ. રેંટીઆની ઘણી જરૂર શા માટે છે, તેનો ખુલાસો આ પરથી થઇ જાય છે. મહાત્મા ગાંધીજીને કાંઇ ભ્રમ થયો નથી, કે તે રેંટીઆની ઘણી મોટી હિમાયત કરી રહ્યા છે. રેંટીઆ વિના આપણને મુદ્દલે ચાલે એમ નથી. હિંદમાં દરેક ઘેરે ઘેર, નિશાળે નિશાળે, મંદિરે મંદિરે અને મસ્જિદે મસ્જિદે

તેને ફુરસો કરી દેવો જોઈએ. આમ થશે એટલેજ આપણો મનોરથ સફલ થશે; અને કરોડો રૂપીઆ વિદેશમાં વહી જતા અટકાવી આપણે આપણા હૃદય પર લાગેલા 'બ્યૂરોક્રસી'ના ડંખને સહેલાઇથી મટાડી, શકીશું. યદિ ભારતવર્ષને જીવિત રહેવાની ઇચ્છા હોય, યદિ તે 'કામધેનુને' પોતાનાં બચ્ચાંઓ, કે જે સુખને માટે વલવલે છે, તેને માટેજ દૂઝતા રહેવું હોય, અને 'ગુલામોનો દેશ' થઇ જતાં બચવું હોય, તો તેણે એક ઘડીનો પણ વિચાર કર્યા વિના 'રેંટીઆના કારખાનાનો દેશ' તરીકે ફેરવાઇ જવું જોઇએ. એ કારખાનાની સમગ્ર શક્તિ આગળ ગમે તેવી નખથી શિખપર્યંત સુસજ્જિત મહાશક્તિને પણ નમી જવું પડશે. એ રેંટીઆના કારખાનાની શકિતજ હિંદનું માનમર્દન કરનારી શકિતના ગર્વનું ગંજન કરી શકશે. એ રેંટીઆઓજ દુઃખના આટલાંટિકમાં ડૂબી જતા ભારતવર્ષને બચાવી લેનાર મહાન્ નૌકા છે. એ નૌકા તેના મહાન્ કર્ણધાર–સુકાની–મહાત્મા ગાંધીની સરદારી નીચે પૂર ઝડપે આવી રહી છે. ચાલો, હવે આપણો ડૂબી મરવાનો ભય દૂર થાય છે. તેનો આશ્રય લઇએ. એ સુકાની આપણા જેવો સામાન્ય મનુષ્ય નથી, પરન્તુ ઇશ્વરે મોકલાવેલ અસામાન્ય મહાત્મા છે. દુઃખના તોફાની આટલાંટિકનાં મોજાંઓ એ મહાત્માની નૌકાને ડુબાડી શકે એમ નથી. પરમાત્માનું નામ લઇ ચાલો આપણે એ રેંટીઆની નૌકાનો આશ્રય લઇએ.

રેંટીઆની પ્રવૃત્તિ જયારે વધી જશે, ત્યારે તેના પરથી આજના જાડા સુતરને બદલે ઝીણું સુતર નીકળતું થશે. આપણે માનતા હોઇએ તો એ ભૂલી જવું જોઇએ, કે રેંટીઓ મીલોની માફક બારીક સુતર કાંતી શકે નહિ. કેટલાક વખતના પ્રયાસ પછી ૩૦–૪૦ નંબરનું મીલોના જેવું બારીક સુતર તેનાપરથી સ્હેજે કાંતી શકાય. એવા રેંટીઆ ઉપરજ સો–દોઢસો વર્ષ ઉપર આજની મીલોમાં પણ બનતું નથી એવું લગભગ ૩૦૦–૪૦૦ નંબર સુધીનું સુતર હિંદુસ્તાન

કાંતતું, અને દુનિઆને આશ્ચર્યચકિત કરતું. (આજના બહુ સુધરેલાઓના કહેવા પ્રમાણે એ 'ગીન સુધરેલા સમય'ના) એ રેંટીઆઓના જેવું સુતર આજ પણ દુનિયાની મીલોમાં બનતું નથી. રેંટીઆની હરિફાઇમાં મીલો હજુ પણ પછાત છે. જ્યારે મીલોમાં ૩૦૦–૪૦૦ નંબરનાં સુતરાઉ કપડાં બનતાં થશે, ત્યારે એમ કહી શકીશું, કે હવે મીલો રેંટીઆની સાથે આવી મળી છે. એમ ન થાય, ત્યાં સુધી તો એ ભૂતકાળનો રેંટીઓ મીલોની મશ્કરીજ કરે. રેંટીઆથી ધૃણા કરનારાઓ! તમો ઇન્સાફ સમજતા હો, તો હજુ પણ આગળજ રહેલા એ ભૂતકાળના રેંટીઆને માન આપો.

---

## હાથવણાટમાં ઝડપી વધારાની જરૂર.

પરદેશથી આવતા લગભગ ૩ અબજ ૧૬ કરોડ વાર કાપડનો ધસારો આપણે અટકાવવાનો છે, એને અટકાવતા જઇ બીજી બાજુએ હાથવણાટમાં આપણે ઝડપથી વધારો કરવાની જરૂર છે. કદાચ કોઇ એમ કહેશે, કે એમ હાથવણાટમાં શક્તિ રોકવા કરતાં મીલોમાંજ વણવાની વ્યવસ્થા કરીએ તો શું ખોટું? આના જવાબમાં કહેવું જોઇએ, કે સ. ૧૯૧૮ ની ગણત્રી પ્રમાણે આજ હિંદમાં ૨૬૯ કોટન મીલો છે. સ. ૧૮૫૩ માં પહેલી મીલ મુંબઇમાં સ્થાપિત થઇ હતી. જોકે એક મીલ સ. ૧૮૩૮ માં બંગાળામાં સ્થપાઇ હતી, પરન્તુ ખરી શરૂઆત સ. ૧૮૫૩ થી થએલી છે. એ રીતે મીલોની આજ સુધીની ૭૦ વર્ષની ઉમ્મરમાં તેણે દર વરસે ૧ અબજ ૧૬ કરોડ વાર કાપડ વણવાની શક્તિ પ્રાપ્ત કરી છે. હવે પરદેશથી આવતાં કાપડ જેટલું કાપડ વણવાને બીજી કેટલી મીલો જોઇએ? લગભગ ૫૦૦–૬૦૦ મીલો જોઇએ. તેને તૈયાર કરતાં કેટલાં વરસ જોઇએ? ઓછામાં ઓછાં લગભગ ચાલીસ–પચાસ વરસ જોઇએ. ત્યારે એટલો વખત શું હાથ પગ જોડીને હિંદુસ્તાને બેસી રહેવું?

પરન્તુ હાથવણાટમાં ઝડપથી વધારો કરીએ, તો ચાલીસ–પચાસ વરસમાં શું, ચાલીસ–પચાસ મહીનાગાં કાપડનો મોટો

જત્થો બનાવતા થઇ જઇએ. તેને માટે કરોડો રૂપીઆની કેપીટલો એકઠી કરવી ન પડે, મોટી મશીનરીઓ પરદેશથી મંગાવવી ન પડે, અને કોલસાનો ગંજાવર જત્થો તે માટે કેવી રીતે મેળવવો તેની ફીકર કરવી પડે નહિ.

હિંદની બધી મીલોમાં મળીને લગભગ એક લાખ ઉપરાંત લુમ્સ–શાળ સ. ૧૯૧૫–૧૬ માં હતી. હાથે વણવા કરતાં મીલમાં દશ ગણું ઝડપથી વણાય છે. એમ સ્વીકારીએ, તો આપણે પરદેશથી આવતા કાપડ જેટલું કાપડ હાથની શાળો ઉપર વણવાને લગભગ ૨૫ લાખ શાળ કામે લગાડવી જોઇએ. દરેક કુટુંબમાં એક શાળ રાખવામાં આવે, તો હિંદના કરોડો કુટુંબમાંથી પચીસ લાખ કુટુંબ એ કામને માટે મળવા અશક્ય નથી. આજ પણ લાખો વણકરો એ ઉદ્યોગ ચલાવી પોતાના કુટુંબોનું પોષણ કરે છે, અને હિંદની મીલોના જેટલું કાપડ મુખ્યત્વે ગામડાંમાં રહે રહે વણે છે. હાથવણાટમાં ઝડપથી વધારો કરી દેશમાંથી દૂર કરાતા વિદેશી કાપડનો ખાડો તે વડે પૂરવો જોઇએ.

જો કે મીલો એ આપણા દેશ માટે ઘણી આવશ્યક છે, અને તેની વૃદ્ધિ થયે જાય એ પણ ઇચ્છનીય છે, તથાપિ તેના સઘળા લાભ સાથે જોડે એમ પણ કહેવું જોઇએ, કે તે મીલોમાં કામ કરતાં મજુર વર્ગ માટે દુષ્પરિણામ લાવ્યા વિના રહેતી નથી. તેનાથી લાખો વણકરો સ્વતંત્ર કારીગર મટી પરાધીન મજુર બને છે. મજુરી માટે મીલોમાં કામ કરવાને મનુષ્યો ધકેલાતા જાય, તે જન સમાજ માટે લાભકારક નથી. તેઓને પોતાનાં બાળબચ્ચાં સમેત શુદ્ધ ગ્રામ્યજીવનનો ત્યાગ કરી શહેરોનાં અશુદ્ધ વાતાવરણમાં વસવું પડે છે. ફુરસદને વખતે વણવાનું કામ હાથમાં લઇ બેસે, અને બીજે વખતે ખેતીનું કાર્ય કરે, એ પવિત્ર ગ્રામ્યજીવનમાંથી શરીરનાં સ્વાસ્થ્ય બગાડતાં મીલોમાંનાં દૂષિત વાતાવરણમાં ઉછરવું, એ આમટે મેળે જોતાં દેશને માટે હાનિકારક ગણાય. મીલ ઉદ્યોગથી ઉભરાઇ જતાં વિલાયત તરફ પણ હવે એજ કારણથી

આજ "Back to the country again" એટલે "ગામડાઓમાં પાછા ચાલો" એવો અવાજ થવા લાગ્યો છે. આપણે આપણા પુરાણા હાથવણાટને એકદમ વધારી દેવો જોઇએ. પરદેશી કાપડનો બહિષ્કાર કરવાથી પડનારા મોટા ખાડાને તે પહોંચી વળશે.

---

## રેંટીઆ અને હાથવણાટમાં પ્રગતિ કેવી રીતે કરવી?

દરરોજ ૨૫ લાખ શાળ અને ૨॥ કરોડ રેંટીઆને આપણે કામે લગાડવાના છે. એની પ્રગતિ આપણે ઝડપથી કરવાની છે. જો એમાં આપણી મંદગતિ હોય તો આપણું સાધ્ય સિદ્ધ કરવાને ઘણો વખત લાગે. આપણે એ ઘણો વખત લગાડવાની સ્થિતિમાં છીએ ? ના.

રેંટીઓ કાંતવાનું આપણે માટે હાલ નવીન છે. વણવાનું પણ શીખવાનુંજ છે. આને માટે શહેરો અને ગામડાંઓમાં તેનું શિક્ષણ આપવા માટે સંખ્યાબંધ શાળાઓ ખોલવી જોઇએ. ત્યાં હોશિઆર વણકર અને કાંતનારને હાથે સારૂં શિક્ષણ અપાવવાનો પ્રબંધ કરવો જોઇએ. ત્યાં જઇ શીખેલાઓએ પોતાના અનુકૂળ સમયે કાંતવા કે વણવાની અનુકૂળતા પ્રમાણે ઘેર તે કાર્ય કરવું જોઇએ. તેઓએ વળી પોતાના પડોશના સંબંધીઓને પણ એ કામ તરફ ખેંચવાનો યત્ન કરતા રહેવું જોઇએ. આ રીત શહેરો કરતાં ગામડાંમાં વધારે અનુકૂળ થઇ પડે; અને તેથી ગામડાંમાં આ કાંતવા વણવાનું શિક્ષણ આપવાનો વિશેષ પ્રયાસ કરવો જોઇએ.

રેંટીઆની કરોડોની સંખ્યામાં જરૂર પડશે. પરન્તુ કોઇપણ ગામમાં સુથાર પાસે તેને કરાવી શકાય છે. એની બનાવટ ઘણી સહેલી છે. આ ઉપરાંત હાથની શાળોની પણ લાખોની સંખ્યામાં જરૂર પડે એમ છે. દેશમાં ઘણા પ્રકારની શાળો વેચાય છે. જેવી કે, 'હાવલ્સ સીરામપુર લૂમ,' 'ચર્ચીલ અહમદનગર લૂમ,' 'કેપ્ટન મેકસવેલની 'સાલ્વેશન આર્મી' લૂમ,'

'જેપાનિસ હૅંડલૂમ,' ઑલ્ફ્રેડ ચેટરટનની 'મદ્રાસ લૂમ,' અને વિલાયતની 'ડોમેસ્ટીક લૂમ' વગેરે. આ લૂમો વિશેષ કરી હાલ ઉપયોગમાં લેવાય છે. આમાંની અનુકૂળ પડતી શાળો આપણા કારીગરો પાસે ઘટતા ફેરફાર સાથે તૈયાર કરાવી તેને મોટા પ્રમાણમાં દેશમાં વેચવાની વ્યવસ્થા કરવી જોઇએ.

આ કાંતવા વણવાના કામને પહોંચી વળવાને દેશના વિદ્યાર્થી વર્ગની મદદની મોટી જરૂર છે. તેમની શાળા અને કોલેજોમાં રેંટીઆ અને શાળને ગોઠવવા જોઇએ. શાળા કોલેજોમાં એ કાંતવા વણવાનું કામ ફરજિઆત થવું જોઇએ. એ દેશની મુક્તિ અપાવવાનું અતિ પવિત્ર ભણતર છે. દેશમાં પરદેશી કાપડ—સુતરનો ખાડો પૂરવાને વિદ્યાર્થીઓની મદદ ઘણી કિંમતી થઇ પડશે. વિદ્યાર્થીઓ એ દેશના ભવિષ્યના માલીક છે, અને તેથી એ ભવિષ્યના માલીકોએ દેશના ઉદ્ધાર—કાર્યમાં આજ પોતાની શક્તિનો અમૂલ્ય ફાળો આપવો જોઇએ. તેઓએ કાંતવા વણવાના કામ ઉપરાંત હિંદના નગર નગરમાં અને ગામડે ગામડે પહોંચી જઇ પરદેશી કાપડ રૂપી ચોરને હિંદમાંથી હાંકી કાઢવાને પોતાના ભારતીય ભાઇઓ અને ભગિનીઓને સમજાવવાં જોઇએ. ગરીબ ભારતના પ્રત્યેક વિદ્યાર્થીમાં તેમ કરવાની શક્તિ પરમાત્મા આપે.

---

## ઉઠો ! મહાત્મા માર્ગ બતાવે છે.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।।

ભારતનાં સંતાનો ! આપણી અધઃસ્થિતિની કાળી રાત ગરીબાઇનાં વાદળાંઓથી ઘેરાયલી છે. અન્યાય અને અપમાનની ગર્જનાઓ તેમાં થઇ રહી છે. તેની વચ્ચે આપણે ઉભા છીએ. તેમાંથી નીકળવાનો માર્ગ દેખાતો નથી. ભયનો સંચાર સઘળે થઇ રહ્યો છે. હૃદય બલહીન બનેલાં છે. વાયુ પણ પશ્ચિમ દિશાનો છે, અને તેનું બળ વધેલું છે. તેનામાં

મહાભારતના 'મોહનાસ્ત્ર'ની છૂપી શક્તિ દેખાય છે. આપણે ભૂલા પડેલાઓમાંના કરોડો તેનાથી મૂર્ચ્છા પામ્યા છીએ. તેનામાં વળી 'મેસ્મેરિઝમ'નો ગુણ દેખાય છે; અને તેથી તેનાથી આપણને પશ્ચિમ તરફ જવાનું મન થાય છે. આપણે તો પૂર્વ તરફ જવું છે. કદાચ ફાંફાં મારતાં એ માર્ગ જડી આવે છે, તો ત્યાં વિકટતા આવીને સામી ઉભી રહે છે. તેની સામે થવાનું આત્મિક બળ આપણામાં રહ્યું નથી. કંઇ અનેક વર્ષો થયાં આત્મિક બળના અને ખરા માર્ગદર્શકના અભાવે આપણે પૂર્વ તરફ જવાને અથડાયા કરીએ છીએ.

તે તરફ જવાની આતુરતા આપણા ખરા હૃદયની છે. જ્યારે કોઇ પણ પ્રજા ખરા હૃદયથી પીડિત થાય છે, ત્યારે તેનો અવાજ પ્રભુને પહોંચે છે.· આપણે હૃદયથી પીડિત છીએ, આપણું દુઃખ હૃદયનું છે; અને તેથી આપણા અવાજનો અવાજ પ્રભુએ સાંભળ્યો છે. તેણે પોતાની શક્તિ કૃષ્ણ ભગવાનના ઉપરના વચન પ્રમાણે એક કર્મયોગી—મહાત્મામાં મૂકી છે. જુઓ, તે મહાત્મા હાથમાં ધ્વજા લઇ આગળ આવ્યા છે; અને પૂર્વ દિશાનો માર્ગ આપણને બતાવી રહ્યા છે. એ માર્ગનું નામ તેણે 'અસહકાર' રાખ્યું છે. તે આપણ ભારત સંતાનોને લલકારીને કહે છે, કે "ઓ દુઃખથી થાકેલા વ્હાલા આત્મબંધુઓ! મારી પાછળ ચાલો." વળી તે સુણાવે છે, કે "આ માર્ગે દરેક સ્થળે સ્થળે પ્રભુની પ્રકટશક્તિ વિરાજી રહી છે, તે આપણને બળ આપશે" આપણા એ ઇશ્વરપ્રેરિત નાયકનું નામ મહાત્મા 'ગાંધી' છે.

એ મહાત્માના અવાજ તરફ આપણે નહિ વળીએ, અને તેમ કરી તે પૂજ્ય પુરુષનો અનાદર કરીશું તો:—

"अपूज्या यत्र पूज्यन्ते पूज्यानां च निरादरः।
त्रिणि तत्र निवर्तन्ते दारिद्रम् मरणं भयम्॥

"જ્યાં અપૂજ્યોનો સત્કાર થાય છે, અને પૂજ્ય પુરુષોનો અનાદર થાય છે, ત્યાં દરિદ્રતા, મૃત્યુ અને ભય પ્રવર્તી રહે

છે," એ કથન પ્રમાણે એ ત્રણ આ દેશમાં હોવા ઉપરાંત વિશેષ રૂપમાં વ્યાપી રહેશે.

---

## સરકારી શાળા કોલેજોને વિષની માફક શા માટે તજી દેવી?

આજની આપણી કેળવણી એ અસલ સોનું નથી; પણ સોનાના ગીલીટવાળી છે. તે અંદર તો કથીરજ છે. કેળવણી, એ પ્રજાને ઘડવા માટે છે. તે દેશ પ્રત્યેની–પ્રભુ પ્રત્યેની–બીજા બધું પ્રત્યેની—ફરજ શીખવવા માટે છે. આ સિવાય તેનો અન્ય હેતુ ન હોઇ શકે.

### હિંદ અને ઇંગ્લાંડની કેળવણીમાં પક્ષપાત.

આજ હિંદુસ્તાન લગભગ ૧૫૦ વર્ષથી સરકારી શાળા કૉલેજોમાં ભણી રહ્યું છે. આ દોઢ સદીની સરકારી કેળવણીથી આપણે કેટલા ઘડાયા? દેશ પ્રત્યેની ફરજ કેટલી શીખ્યા? અને એજ દોઢ સદીની કેળવણીથી ઇંગ્લાંડમાં અંગ્રેજ પ્રજા કેટલી ઘડાઇ–પોતાના દેશ પ્રત્યેની ફરજ કેટલી શીખી? દોઢ સદી ઉપર અંગ્રેજ પ્રજા કરતાં આપણે આગળ હતા, અને અસલથી ઠોઠ ન હતા એ ભૂલવું ન જોઇએ. ઇંગ્લાંડ અને હિંદમાં એકજ રાજાની સત્તા છે. હવે એ બન્ને દેશમાં પક્ષપાત રહિત એકજ પ્રકારે કેળવણી અપાય છે, એમ આપણે માનીએ, તો દોઢ સદીમાં અંગ્રેજ પ્રજા જેટલી ઘડાઇ તેનાથી વિશેષ આપણે ઘડાયા હોવા જોઇએ. કારણ કે આપણે તેનાથી આગળ હતા. એ કેળવણીનાજ પ્રતાપથી જેટલું ઇંગ્લાંડ આજે સમૃદ્ધ છે, તેટલા આપણે પોતાને સમૃદ્ધ દેખતા હોઇએ, તો આપણે બોલવાનું કાંઇજ કારણ નથી. તો શું આપણે સમૃદ્ધ છીએ? જવાબમાં મોટા ઘંટની માફક નકારનો અવાજ દેશમાંથી નીકળે છે. જો સરકારી કેળવણીમાં તફાવત નથી, તો આવું પરિણામ કયાંથી આવ્યું? કંઇ પણ સંકોચ વિના કહેવું જોઇએ, કે ઇંગ્લાંડની અને અહીંની કેળવણી આપવાની 'પૉલિસી'માં મોટો તફાવત છે.

**સરકારી કેલવણીએ આપણને અવળો વ્યાપાર શીખવ્યો.**

આપણે દોઢ સદીથી સરકારી શાળા કોલેજોમાં બેસી એવા ઘડાઇએ છીએ—એવું શીખીએ છીએ—કે જેથી આપણે પોતાને માટે ગરીબાઇનું સ્વાગત કરીએ છીએ; જયારે ઇંગ્લાંડ તેની કેલવણીથી શ્રીમંતાઇનો સત્કાર કરે છે. વળી અહીંની કેલવણી એવી તો વિલક્ષણ છે, કે એવી ગરીબાઇનું સ્વાગત કર્યા કરવા છતાં પણ તેમ નહિ કરવાનો યત્ન પણ આપણે કરી શકતા નથી. દર વરસે લગભગ ૨ અબજ રૂપીઆ વિદેશોમાં ચાલ્યા જાય છે; અને આવો ક્રમ યદિ વધારે નહિ તો હવે બીજા એક સો વર્ષ સુધીજ ચાલ્યા કરે તો આ દેશ કેટલો સત્વહીન થઇ જાય? એટલાં વર્ષોમાં ૨ ખર્વ રૂપીઆ આ ગરીબડા દેશમાંથી જતા રહે!! પછી શું રહે? માત્ર એકલાં હાડકાંજ. પરન્તુ આવો ક્રમ દેશના વ્યાપારીઓ મારફતેજ ચાલુ રહી શકે. એ નાણું વ્યાપાર માર્ગેજ જાય છે.

આ ઉંધા વ્યાપારનું શિક્ષણ કોણે આપ્યું? માત્ર સરકારી શાળાઓએજ. કારણ કે આજનો વ્યાપારી એ ગઇ કાલનો વિદ્યાર્થી હતો. એ વિદ્યાર્થી સરકારી શાળામાં ઘડાયો અને પછી વ્યાપારી બન્યો. જો તેનું ઘડતર તે વખતે ઉપર ચોટીઉં ન હોત, તો તે પોતાના દેશ માટે એકંદરે ખોટનો વ્યાપાર કેવી રીતે કરી શકત? વળી આજનો વિદ્યાર્થી તે આવતી કાલનો વ્યાપારી થશે, અને તેથી એ પણ દેશનો એકંદરે નફાકારક વ્યાપાર કેવી રીતે કરી શકશે? આ સરકારી કેળવણી હિંદના વિદ્યાર્થીને નફાકારક વ્યાપાર શું શીખવે ખરી? હિંદને માટે નફાકારક વ્યાપાર એટલે બીજા શબ્દોમાં ઇંગ્લાંડને માટે ખોટનો વ્યાપાર. સદીઓની સદીઓ વ્યતીત થઇ જાય, તો પણ આજની સરકારી કેલવણીથી હિંદ પોતાને માટે ખરો નફાકારક વ્યાપાર શીખી શકે નહિ. આજની આ કેલવણીનો એક 'બલા'ની માફક આપણે ત્યાગ કરી દેવો જોઇએ.

**આજની કેળવણીએ કેટલા દેશભકતો પેદા કર્યા?**

કેટલાક પીળું તેટલું સોનું સમજનાર ડાહ્યા પુરુષો ટીકા કરે છે, કે જે કેલવણીથી લો. મા. તિલક, શ્રીયુત ગોખલે,

માન્યવર દાદાભાઇ, મહાત્મા ગાંધીજી આદિ ઉત્પન્ન થયા છે, તે કેલવણીને કેમ જૂઠી કહી શકાય ? આના જવાબમાં તેવા ટીકાકારોને પૂછી શકીએ, કે દોઢ સદીની કેલવણીના ફલરૂપે આવા કેટલા દેશભકતો ઉત્પન્ન થઇ શકે ? અને કેટલા થઇ શકયા છે ? અફસોસ સાથે કહેવું જોઇએ, કે આંગળીને વેઢે ગણી શકાય તેટલાજ દેશભકતો આ દોઢ સદીમાં ઉત્પન્ન થયા છે; અને તેટલાજ સમયમાં ઇંગ્લાંડમાં જોઇશું, તો એક મોટી પલટન ઉભી થાય તેટલા દેશભકતો પેદા થયા છે. હિંદ માટે સરકારી કેલવણીથી આવું નબળામાં નબળું પરિણામ કેમ આવ્યું ? આવા કંગાળ પરિણામ લાવનારી કેલવણીને હીરા-માણેક જેવી ગણી શકાય ખરી ?

વળી આ એક કુદરતી નિયમ છે, કે કોઇ પણ કાર્યના પરિણામમાં તે કાર્યના ગુણ આવી શકે છે. જો આપણા દેશના એક બે ને સાડાત્રણ દેશભકતો એ સરકારી કેલવણીના પરિણામરૂપ છે એમ કહીએ, તો તેઓમાં સરકારી કેલવણીની વિરૂદ્ધનો ગુણ આવવો ન જોઇએ. પરન્તુ તેમ છે ? અત્યારે જે લોકનાયક દેશભકતો છે, તેનો લગભગ બધો ભાગ આ કેલવણીને દોષોથી ભરપૂર છિદ્રમય જાહેર કરે છે. ફળમાં-પરિણામમમાં આ વિરૂદ્ધ ગુણ કયાંથી આવ્યો ? વસ્તુતઃ તેઓ આ કેલવણીના ફલરૂપ-પરિણામરૂપ છેજ નહિ. તેઓ તો આ કલુષિત કેલવણી વચ્ચે ઉછરી એક અપવાદરૂપે માત્ર દેશભક્ત બનેલા હતા, અને છે. આ કેલવણીમાં તેમ બનાવવાનો ગુણ છેજ નહિ. આપણને દેશભક્તિથી વિમુખ રાખનારી આજની સરકારી કેલવણી સાથે આપણે એકદમ છૂટાછેડા કરી નાખવા જોઇએ.

## આજની શાળાઓ તે એક પ્રકારની ફેકટરીઓ છે.

આ દેશમાં સરકારને પોતાનું રાજતંત્ર ચલાવવામાં વિશાળ સંખ્યામાં કલાર્કોની આવશ્યકતા રહે છે. આથી શાળાઓમાં એક એવા પ્રકારે કેલવણીની પદ્ધતિ ગોઠવી દીધી છે, કે જેમ એક મશીનમાંથી જોઇતા ઘાટની-આકારની-વસ્તુઓ

ટપોટપ બહાર પડે છે, તેમ આજની કેલવણીના મશીનમાંથી કલાર્કોના ઘાટ ધારણું કરી હિંદનાં બાલકો લાખોની સંખ્યામાં ટપોટપ બહાર પડે છે. બધાનો એક સરખો કલાર્કોનોજ આકાર. ફેક્ટરીમાંથી નીકળ્યા કે નોકરી માટેજ ફાંફાં. નોકરી મળી એટલે જીવન મળ્યું. સ્વતંત્ર કાર્ય કરવાની તેઓમાં કલ્પનાજ ઉગતી નથી. આપણા ભલા ખાતર આવી ફેક્ટરીઓમાં જવાનું હવે બંધ કરી દેવું જોઇએ.

**આજની શાળાઓ તે જેલ સમાન છે.**

જેલનો કેદી કદાપિ બહારના વાતાવરણને પિછાની શકે છે? તેને તો જેલ એજ દુનિઆ છે. આવીજ સ્થિતિ આજની શાળા કૉલેજોની છે. શાળાઓમાં જતા બાલકોને દેશના વાતાવરણનો સ્પર્શ પણ થવા દેવામાં આવતો નથી. દેશમાં ગમે તેમ થઇ રહ્યું હોય, તોપણ દેશનાં બાલકોને શાળાઓમાં તે સંબંધી તિલમાત્ર પણ ચર્ચા કરવાનો હક્ક હોતો નથી. દેશના સુખદુઃખની જાહેર સભાઓમાં તેનાથી જઇ શકાયજ નહિ. શું ઇંગ્લાંડના વિદ્યાર્થીઓ પર આવો પ્રતિબંધ છે? ત્યાંના વિદ્યાર્થીઓ દેશની સુખદુઃખની સ્થિતિનો બરાબર અભ્યાસ કરે છે. વિદ્યાર્થીઓ એજ દેશના ભવિષ્યના ટ્રસ્ટી હોય છે, અને તેથી તેમની શાળાઓને જેલ સમાન બનાવી રાખવામાં આવે, તો એ વિદ્યાર્થીઓ તેના દેશના ટ્રસ્ટી તરીકેનો ધર્મ ભવિષ્યમાં કેવી રીતે બજાવી શકે? આવી જેલ સમાન આજની સરકારી શાળા કૉલેજોને પોતાના દેશ પ્રત્યેની ફરજ બજાવવાનું ખરૂં જ્ઞાન મેળવવા માટે 'બળતા ઘરની' માફક તજી દેવી જોઇએ. આપણેજ આપણી અનુકૂલ કેલવણી માટે પ્રબંધ કરી લેવો જોઇએ.

---

## આત્મનિશ્ચય અને આત્મભોગ વિના પરિણામે મીંડું.

વિદેશી વસ્તુનો ત્યાગ કરવામાં, અંતરના નાદ પ્રમાણે ભયની દરકાર કર્યા વિના બોલી નાખવામાં, સરકારની જોડે અસહકાર કરવામાં, અને દેશસેવાના બીજા કોઇ પણ કાર્યમાં

પ્રથમ આત્મનિશ્ચય કરી લેવો પડે છે, અને પછી એ નિશ્ચયને સિદ્ધ કરવાને આત્મભોગ આપવો પડે છે.

આત્મનિશ્ચય થાય એટલે અભીષ્ટની સિદ્ધિ અર્થે ચિત્તની એકાગ્રતા થાય, મન એ સિદ્ધિ તરફજ લાગી જાય. આત્મનિશ્ચય એજ કરી શકે, કે જેના દીલમાં પોતાની માતૃભુમિના કલ્યાણ અર્થે અગ્નિ પ્રદીપ્ત થઇ રહ્યો હોય. એ અગ્નિ કાં તો તેને બાળી નાખે, અને કાં તો માતૃભુમિના અકલ્યાણને બાળી ભસ્મ કરે.

મનુષ્યથી અધમકોટિના પ્રાણીઓ પણ પોતાના શિકાર માટે—પોતાના અભીષ્ટની સિદ્ધિ માટે—ચિત્તની ચંચળતાનો નિરોધ કરી એકજ ધ્યાન લગાવી દે છે. સીત્કાર કરીને કે એવું કાંઇ કરીને તેને ધ્યાન ભંગ કરવાનો યત્ન કરવામાં આવે છે, તો તેઓ ધ્યાનમાંથી ચલિત થતા નથી. તેનું ધ્યાન તેના શિકાર પરજ રહે છે. તેઓ એક પ્રકારે એ 'યોગ' કરે છે. 'योगश्चित्त-वृत्तिनिरोध:' ચિત્તની ફરતી ચંચળવૃત્તિનો નિરોધ કરવો તેનું નામ 'યોગ.' એવા યોગથીજ પ્રાણીમાત્ર પોતાના ધ્યેયને પહોંચવામાં વિજય મેળવે છે. આપણે આપણા ધ્યેયને પહોંચવાને આત્મનિશ્ચય કરી લેવો જોઇએ. મજબુત સંકલ્પ કરી લેવો જોઇએ.

પરન્તુ અભીષ્ટસિદ્ધિ માટે એકલા આત્મનિશ્ચયની આવશ્યકતા બસ નથી. એકલો આત્મનિશ્ચય તો લૂલો છે. તે દોડી શકતો નથી. આંખ વિનાના માણસનો નિહાળવાનો નિશ્ચય કેવી રીતે સફળ થાય ? પાણીમાંથી વલોવીને માખણ કહાડવાનો નિશ્ચય સફળ થાય, તોજ એકલો આત્મનિશ્ચય સફળ થઇ શકે. **આત્મનિશ્ચયની સાથે આત્મભોગની વૃત્તિ હોવીજ જોઇએ.** જો તેમ હોય તો અશકયમાં અશકય તે શકય થઇ જાય; એ બેના યોગની આગળ—જોડાણ આગળ સાક્ષાત્ પરમાત્મશક્તિને પણ વશ થવું પડે છે. તેના 'દાસ' થઇ જવું પડે છે.

એકલો આત્મનિશ્ચય નકામો બને છે, એ બતાવવાને એક રમુજી લોકોક્તિ અહીં ટાંકી છેઃ—

એક 'જાંબુડી' કરીને ગામ દરજીઓના તાબામાં હતું. થોડા રજપૂતોએ આવી એમાંથી દરજીઓને હાંકી કાઢ્યા. હજારોની સંખ્યાના દરજીઓ બીજે ગામ જઈ વસ્યા. તેઓએ ભેગા મળી 'નિશ્ચય' કર્યો, કે 'ગમે તેમ કરી આપણે 'જાંબુડી' જીતવીજ જોઈએ. શું આપણે હજારોની આગળ થોડા સરખા રજપૂતો જાંબુડી રાખી શકે?' તેઓ સઘળા જાંબુડી જીતવા નીકળ્યા.

''જાંબુડી જીતવા ચાલ્યા દરજી ભાઈ જાંબુડી જીતવા ચાલ્યા,
ગજના તો ભાઈ ભાલા બનાવ્યા, કાતરની કીધી કમાન,
અંગુઠીઓની ઢાલો બનાવી જાંબુડી જીતવા ચાલ્યા.''
—દરજીભાઈઓ

રાત્રે તેઓ સઘળા જાંબુડી પહોંચ્યા. તેઓએ ધાર્યું, 'અત્યારે હુમલો કરવાની કાંઈ જરૂર નથી. સવારે આપો આપ દરવાજા ઉઘડશે, એટલે ટપોટપ અંદર પેસી જઈશું. અત્યારે નાહક જોખમ શું કામ ખેડવું?' આમ કરી તેઓ સઘળા કોટની આસપાસ સૂતા. પહેલી હરોળવાળાઓએ વિચાર્યું, 'બીજું તો ઠીક, પણ સવારના દરવાજા ઉઘડતાની સાથેજ મોખરે તો આપણેજ આવવાના! ચાલોને જઈને પાછળ સૂઈએ. પછી આગલી હરોળના એની મેળે કૂટી લેશે. આગલી હરોળમાં રહી પહેલાં મરીશું આપણે, અને 'જાંબુડી' ભોગવશે પાછળના.' તેઓ પથારી ઉપાડી પાછલ જઈ સૂતા. બીજી હરોળવાળા હવે પહેલા આવ્યા. તેમણે પણ એમજ વિચાર્યું, કે 'આગલી હરોળમાં રહી નાહક જોખમ ખેડવાનું કારણ? આપણા કરતાં ઘણાએ બીજા બહાદુરો પડેલા છે. તેમને પહેલા જવા દો; અને છેવટે પછી વારો આવશે તો આપણે તૈયાર છીએ; ટપ દઈને તેઓ પણ ઉઠી પાછળ જઈ સૂતા. ત્રીજી હારવાળા હવે પહેલા થયા; અને તેમણે પણ તેથી પથારીઓ પાછળ જઈને નાખી. આમ આખી રાત ચાલ્યું. સવારે તેઓએ જોયું, તો તેઓ જે ગામથી નીકળ્યા હતા, તેની સીમમાં પાછા પહોંચી ગયા હતા!

આમાં એકલો 'નિશ્ચય' હતો. જોડે આત્મભોગની વૃત્તિ હતીજ નહિ. આપણા ધ્યેયના કિલ્લાને જીતવા માટે આપણે પથારીઓ પાછળ નાખવાની નથી. આગળ ઉભા રહી આત્મભોગ આપવાનો છે. આત્મભોગ વિના એક 'અણુ' પણ કુદરત આપતી નથી. આત્મભોગ આપવાનું નક્કી કરો, તો કુદરતનો ખજાનો ખુલ્લો છે. તેમાંથી જે જોઇએ તે લઇ લો. આત્મભોગના નિશ્ચય વિના કોઇ જમાનામાં પણ હિંદના ઉદ્ધારની આશા અને ઇચ્છા રાખવીજ નહિ. હિંદનાં સંતાનો! આત્મભોગનો પાઠ શીખ્યા પછીજ સ્વાધીનતા દેવીના મહામંદિરમાં જવાને આપણને પરમાત્મા તરફથી 'સર્ટિફિકેટ' મળશે. હિંદના પ્રત્યેક બાલક યુવાન, અને ઘરડાએ પછી ભલે તે પુરુષ કે સ્ત્રી ગમે તે હો, આત્મભોગનો પાઠ ભણવોજ જોઇશે.

---

## આપણે 'ભયમુક્ત' બની મુક્તિ મેળવીએ.

આ વિશ્વના કર્તાએ ગંભીરમાં ગંભીર શિક્ષા કઇ નક્કી કરેલી છે? શું તોપની? તલવારની? ફાંસીની? ના. એક માત્ર પરાધીનતાની. કુદરતના ભયંકર ગુનેહગારને પરાધીનતા સિવાય બીજું શું મળે છે? માનવજાતિ સિવાયના અન્ય પ્રાણીઓ ભયંકર પરાધીનતાનીજ શિક્ષા ભોગવે છે. તેમને મનુષ્ય ચાહે તેમ નચાવી શકે છે.

આ બૂરી શિક્ષા જગતની જે જે પ્રજા પર ઉતરેલી છે, તેમાંની કેટલીક જગતમાંથી હંમેશને માટે નાશ પામી છે, કેટલીક નાશ પામવાની સ્થિતિ પર છે, કેટલીક તેમાંથી સ્વાધીનતા મેળવી જીવિત દશા ભોગવે છે, અને કેટલીક સ્વાતંત્ર્ય મેળવી જીવિત રહેવાની હીલચાલ કરી રહી છે.

પરન્તુ સત્તા ભોગવતી એક માનવ જાતિ બીજા માનવસમૂહને શું બતાવીને અધીન રાખી શકે છે? એક માત્ર 'ભય' બતાવીને અધીન રાખી શકે છે. પરાધીન માનવો એ ભયથી કંપે છે, તેનાથી બીએ છે, અને એ ભયને અધીન થઇ રહે છે.

જો એ પ્રજા લાંબા કાળ પર્યંત ભયથી ધ્રુજ્યાજ કરે, તો સત્તા ભોગવતી પ્રજા તેને હંમેશને માટે ગળી જાય. 'ભય' એ પ્રાણી માત્રની પ્રગતિમાં વિઘાતકમાં વિઘાતક શત્રુ છે. જ્યાં એનું અસ્તિત્વ હોય, ત્યાં ઉન્નતિની આશાજ ન હોય. આજ કારણથી ભયથી કાંપતા શિષ્યોને પહેલાના પવિત્ર કાળના ઋષિમુનિઓ કહેતા, કે વત્સ! "मृत्योर्मा बिभीहि मृत्योर्मा बिभीहि" એટલે "તું મૃત્યુથી બ્હીતો નહિ, મૃત્યુથી બ્હીતો નહિ."

પરન્તુ એ ભયનો સ્પર્શ કયાં થઇ શકે છે? એ ભયથી કોણ ધ્રૂજે છે?

જે માત્ર માતાનું પયપાન કરે છે એવું ન્હાનું બાળક કોનાથી બીએ છે? સર્પથી બીએ છે? ના. તેને તો કદાચ તે પકડવાને જાય છે. વાઘ દીપડાથી બીએ છે? ના. તેની સામું જોઇને તો તે હસે છે. તેના ખૂનીથી તે બીએ છે? ના. તેના સામે પણ તે હાથપગ હલાવે છે, વળી હસે છે, એમ નિર્દોષ અને નિર્ભય ચેષ્ટા કર્યા કરે છે. બાળકને ભયનો સ્પર્શ થઇ શકતો નથી, તે ભયથી ધ્રૂજતો નથી.

આનું કારણ શું? સામાનો 'ભય' બાલક ઉપર પડે છે, તેની અંદર જાય છે, પરન્તુ જાણે અંદરથી એ ભયનું પરાવર્તન કેમ ન થતું હોય, તેમ અંદર 'ભય' ટકી શકતો નથી. એની અંદર ભયનું પરાવર્તન કરનાર કઇ વસ્તુ છે? દુનિઆની હવાના સ્પર્શ વિનાનો ચોકખો આત્મા છે. એ આત્માઓ પર ભયને ગમે તેટલો ફેંકવામાં આવે, પરન્તુ ત્યાં તે એક પળ વાર પણ ટકી શકેજ નહી.

મહાન્ શહેનશાહની સત્તા આખી દુનિઆ પર ચાલી શકે, પણ સંતો અને ફકીરોની પર્ણકુટિ પર તે ચાલી શકતી નથી. તે સત્તા દુનિઆને જીતી ગુલામીની સાંકળે બાંધી શકે, પરન્તુ સંતો અને ફકીરોને તે જીતી ન શકે, તેને ગુલામીની સાંકળે બાંધી ન શકે.

સંતો અને ફકીરોમાં કઈ શક્તિ બેઠેલી હોય છે? જે નિર્દોષ બાલકમાં છે તેજ તેમનામાં છે. 'ભય' તેમની અંદર બધે આંટા મારી જુએ છે, પણ તેને એવું સ્થાન કોઈ મળતું નથી, કે જ્યાં તે રહી શકે. સંત-ફકીરોએ આત્માને ધોઈ સાફ માંજેલો હોય છે. તેમનો આત્મા એક તેજસ્વી જ્યોતિની માફક ઝગમગતો હોય છે. એવા આત્માઓની પાસે અહીંની પશુશક્તિ—એક તૃણ સમાન હોય છે. તેઓ આ પામર પૃથ્વીના ભોગવિલાસો મેળવવાની ઇચ્છા કરતાજ નથી. તે આત્માઓ તો આ અનંત વિશ્વના રાજાને મેળવવાના ધ્યાનમાં હોય છે. વિશ્વનો રાજા એ તેજસ્વી આત્માઓનો 'દાસ' બની જાય છે.

બાલકો, અને સંત-ફકીરોના આત્માની પાસે શું નથી હોતું, કે જેથી 'ભય' ત્યાં સ્પર્શ કરી શકતો નથી?

**ત્યાં 'છુપાપણું' નથી, ત્યાં 'સ્વાર્થ ખાતર પર-પીડાવૃત્તિ' નથી, અને ત્યાં 'અનુકંપાનો અભાવ' નથી.**

બસ, આ ત્રણનો ત્યાં અભાવ હોય છે. આ ત્રણ 'ભય' ને રહેવાની જગા છે. જ્યાં જ્યાં જેટલા પ્રમાણમાં આ ત્રણનો અભાવ, ત્યાં ત્યાં તેટલા પ્રમાણમાં ભયનો પણ અભાવ. **જ્યાં આ ત્રિપુટી રચીપચી રહી હોય છે, ત્યાં 'ભય' નખથી શિખપર્યંત ભરેલો હોય છે. તેવાઓને વાત વાતમાં ભયનો 'સ્પર્શ' થઇ જાય છે-તેવાઓ સ્હેજ સ્હેજમાં ધ્રૂજી ઉઠે છે.** દુનિઆમાં તેવાઓ હથિયારની પાસે 'નમન' કરવાનેજ સર્જાયલા રહે છે. પરાધીનતાનો નરકવાસ તેમને કર્મે ચોટેલોજ રહે છે. સ્વાધીનતાની પૂર્વ દિશામાં તેઓ પગલું મૂકી શકતાજ નથી. આવાઓને હથિઆરવાળી પ્રજા હંમેશને માટે 'હજમ' કરી જાય છે. ઇશ્વરની પણ આવાઓ પ્રત્યે સહાનુભૂતિ હોયજ નહિ.

હિંદુસ્તાન! અરે કમનસીબ હિંદુસ્તાન! તારી પાસે આ ત્રિપુટી અત્યારે મોટા ઢગલા રૂપે પડેલી છે. જે દેશમાં બારણે તાળું દેવાની પણ એક સમયે જરૂર ન હતી, તે દેશમાં અત્યારે

ચે.રીઓ થઇ રહી છે. એમ કરવામાં ઉપરની આખી ત્રિપુટી-ની ભાઇબંધી કરવી પડે છે. આજ વ્યભિચારમાં સમગ્ર ભારત ફસી પડયું છે. તેમાં પેલી ત્રિપુટીમાંના એકની દોસ્તી કરવીજ પડે છે; અને વધારામાં શરીરનો ક્ષય બક્ષીસ મળે છે. આત્મા નિર્ભય બનેજ કેવી રીતે? જુઠું બોલવાનો તો એક ધંધોજ થઇ પડયો છે; અને તેથી પેલી અધમ ત્રિપુટીમાંના એકને ખીસામાં રાખીનેજ ફરવું પડે છે.

હિંદુસ્તાન! તું જો ભયરહિત બનવા ઇચ્છતો હો, તો ઉપરના દરેકનો 'ક્ષુપાપણાનો,' 'સ્વાર્થ ખાતર પરપીડાવૃત્તિનો,' અને 'અનુકંપાના અભાવનો'–એટલે દયાના અભાવનો–તું તારી શકિત પ્રમાણે ત્યાગ કરતો જા. એમાં નથી મોટી ફીલસુફી ડહોળવાની, કે નથી શાસ્ત્રોના ઉંડા અભ્યાસમાં પડી જવાનું. એમ થશે એટલે ભયનો 'સ્પર્શ'–ભયની 'ધ્રૂજારી'–કમી થતી જશે, અને તું સ્વાધીનતા સ્હેજે મેળવી શકીશ. સ્વાધીનતા મેળવવાનો આ સિવાય બીજો ઉમદા માર્ગ કયો હોઇ શકે?

અરે ભારતવર્ષ! પરાધીનતાની જેલમાં તું કયારથી પડવા માંડયું? જ્યારથી તેં તારા આત્માની પાસે ઉપરની ત્રિપુટીને આવવા દીધી, અને તેથી તારી આત્મ-શક્તિને તેજોહીન થવા દીધી, ત્યારથી તું પરાધીનતાના નરકમાં ઘસડાતું ગયું. જ્યાં સુધી તારી પાસે આત્મશક્તિ તેજસ્વી હતી, ત્યાં સુધી તારી સ્વાધીનતાનો એક વાળ પણ કોઇ વાંકો કરી શકયું નહોતું. મહાન્ સિકંદર કે જેણે તેના સમયની લગભગ આખી દુનિઆ જીતી લીધી હતી, અને જેની મદદમાં ઇજિપ્ટ અને ઇરાનનાં બધાં લશ્કરો હતાં, તેવા જગદ્દવિજેતાને પણ અહીંના એક ન્હાના સરખા પંજાબના પોરસે ભ્હીવડાવી દીધો હતો. તેનાં સર્વ લશ્કરો સાથે તેને હિંદ છોડીને ચાલી જવું પડયું હતું. અહીંઆ તે કાળે આત્મશકિતનો અભ્યાસ સર્વસાધારણ હતો, અને

**તેથીજ એક ન્હાનો સરખો રાજા એવું મહાભારત પરિણામ લાવી શકયો હતો.** અલબત્ત, પૌરસ હાર્યો હતો, પરન્તુ તેણે એવી તો આત્મશક્તિ બતાવી દીધી હતી, કે જેથી સિકંદરના છક્કા છૂટી ગયા હતા. સિકંદરે પૌરસને હરાવ્યા પછી કોઇ હિંદના અનુભવીને પૂછયું, "કે હવે તો હિંદુસ્તાનને સ્હેલાઇથી સર કરી શકાશેને?" ત્યારે જવાબ સાંભળ્યો, કે "સિકંદર ! તું તારી ગણત્રીમાં ભૂલ ખાય છે. અહીંઆ દરેક ગામડે ગામડે આવા પૌરસો તારે જોવા પડશે." સિકંદર સ્તબ્ધ થઇ ગયો ! હિંદની આત્મશક્તિથી બ્હીનો; અને પોતાનાં સઘળાં સૈન્યો સાથે હિંદ છોડી ચાલ્યો ગયો. રોમન લોકો કે જેમનો 'ગરૂડ' આખી દુનિઆમાં ઉડી રહયો હતો, તેઓ પણ તે કાળના હિંદને જીતવાની હામ કરી શકેલા નહિ. ઇજિપ્શ્યનો, ગ્રીકો, કે ઇરાનીઓ, કે જેઓ એક સમય પોતાના બલનો સ્વાદ અનેક રાજ્યોને બતાવી ચૂકયા હતા, તેઓમાંના કોઇ પણ આ ભારતને ગુલામીમાં લાવી શકેલા નહિ. **પરંતુ હિંદે જયારથી તેની આત્મશકિત ગુમાવવા માંડી, ત્યારથી તેણે ગુલામીનું-પરાધીનતાનું દર્શન કરવા માંડયું.**

એક સમયના ઓ પવિત્ર દેશ ! બીજાઓને ગુલામીમાંથી મુકત કરનાર એક જમાનાના ઓ દયાલુ દેશ ! શ્રી રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, અને ગુરૂ નાનકના અવતારથી પુનિત થયેલા એક વખતના ઓ ગુરૂવર્ય દેશ ! તું તારી જાતપર દ્દષ્ટિપાત કર. તું તારી પાસેથી તારા આત્માને ઘેરી રહેલી મલીન **પેલી ત્રિપુટીને દૂર કરતો જા; અને તેમ કરી તું ભયરહિત-ભયપ્રુફ-બનતો જા.** એ સ્વાધીનતા-મુકિત-મેળવવાનો સારામાં સારો માર્ગ છે. પરમાત્મા હિંદને એવી શકિત આપવામાં સાહાય્ય કરે.

## વાંચનારને.

"જબ તુમ આયે જગતમેં લોક હસે તુમ રોય;
ઐસી કરની કર ચલો, તુમ હસે જગ રોય."

વાંચનાર! તને તારા આ દેશની દુર્દશા દેખાતી હોય, તું બંગલા કે મ્હેલમાં બેઠા બેઠા તારા દેશની ઝુંપડીઓમાં ગરીબાઇનો દારૂગોળો સિંચાઇ રહેલો જોઇ શકતો હો, મોટર કે બગીમાં બેઠા બેઠા તને તારા અનેક દેશબન્ધુઓ એ દારૂગોળો ફાટવાથી થતા ભૂખના ભડકામાં ભસ્મ થઇ જતાં દેખાતાં હોય, તું તને સુરક્ષિત માનતો છતાં તારા દેશબંધુઓ વાત-વાતમાં બંદુકને શિકાર થઇ જતાં જાણુતો હો, અને તે કામ તું ધિક્કારતો હો; દેશની દેવીઓની—સ્ત્રી જાતની—ઇજ્જત જોખમમાં આવતાં વાર લાગતી નથી એમ તને પંજાબમાં દેખાયું હોય, ન્યાયને નામે પંજાબને અન્યાય અહીં મળેલો તેં જોયો હોય, અને તે સઘળું 'સત્તાની' પાસે લક્ષ્મી-નું બળ હોય તો બની શકે છે એમ તને સમજાતું હોય, તો તારા આ રંક દેશની ખાતર તું પ્રથમ તો વગર વિલંબે પરદેશી કાપડનો ત્યાગ કરી, અહીંની લક્ષ્મીને પરદેશમાં ચાલી જતી અટકાવવાની તારી પવિત્ર ફરજ બજાવવામાં બેદરકાર બનીશ નહિ.

વાંચનાર! તું અસહકારી હોઇ વક્તા હો, તો વિદેશી વસ્ત્રના કિલ્લામાં રહી સ્વદેશી વસ્ત્ર વાપરવાની ભલામણુ કરીશ નહિ. તું લેખક હો, તો તેવા કિલ્લામાં રહી દેશને સ્વદેશીનો સદુપદેશ આપવા તારા કાગળને કાળા કરીશ નહિ. તું કવિ હો, તો વિદેશી વસ્ત્રમાં રહી સ્વદેશીની ઊર્મીને બહાર લલકારીશ નહિ. જો તું તારા વિદેશી કપડાંને ઉતારી નાખવાની આર્થિક શક્તિ ન ધરાવતો હો, તો 'હવે પછી નહિ લઉં" એવો નિશ્ચય કરી લેજે; અને તેવી શક્તિ ધરાવતો હો, તો થોડું તારા દેશ માટે નુકસાન વેઠી શુભ ચોઘડીએ તેને જલાવીજ દેજે. એમ કરવાથી આજુબાજુ જે નૈતિક અસર થાય છે, તેની કિંમત એ નુકસાની કરતાં અનેક ગણી વિશેષ હોય છે.

વાંચનાર! તું મોટો શ્રીમંત હોઇ અતિ ઉત્તમ પરદેશી કપડાંજ અંગે સજતો હો, અને તેવાં તારી માન્યતા પ્રમાણે શરીરના શૃંગાર રૂપ કપડાં ઉતારી સ્વદેશી કપડાં પહેરવાનો વિચાર કરતાં તારો જીવ દુઃખાતો હોય—પોઝિશનમાં તને હરકત આવતી હોય—તો તારી આ જન્મભૂમિને ખાતર વિશેષ નહિ તો એટલો તારા જીવને જરા દુઃખાવા જેટલો, અને 'પોઝિશન'માં આવતી હરકતને વેઠી લેવા જેટલો આત્મભોગ તું જરૂર આપજે. જો તું તે પ્રમાણે સ્વદેશી વસ્ત્ર ધારણ કરી લઇશ, તો તારૂં જોઇ તને અનુસરનારા ઘણા તેમ કરવાને તરત તૈયાર થશે; અને તું સ્હેજમાં એટલે દરજ્જે બીજા કરતાં વિશેષ તારા દેશની સેવા બજાવી શકીશ. આ દુઃખી દેશ તારી પાસેથી જરૂર ઓછામાં ઓછી એટલી તો આશા રાખેજ.

વાંચનાર! યદિ તું વિદ્યાર્થી હોઇ આજની શાળા કૉલેજોનું સેવન કરતો હો, તો તું તેમાંની વિષરૂપ કેળવણીનો ત્યાગ કરી દેજે. એ તારા હૃદયને મર્દ બનાવતી નથી, પરન્તુ નપુંસક બનાવે છે. તું તેમાંથી નવું જીવન મેળવી શકતો નથી, પરન્તુ જે છે તે પણ ત્યાં ગુમાવી બેસે છે. નોકરી મેળવવા સિવાય—કલાર્ક બનવા સિવાય—બીજું શું ત્યાંથી તું શીખી શકે છે?

છેવટે ઉપરના એક કવિવચન પ્રમાણે આપણે અવતરીએ છીએ ત્યારે રડીએ છીએ, અને લોકો ખુશાલીથી હસે છે, પરન્તુ પછી જીવનમાં દેશ માટે એવી કરણી કરીએ, કે અહીંથી જતી વેળા હસતા હસતા જઇએ, અને લોકો આંસુથી આંખને ભીની કરે. મહાન્ શક્તિમાન્ કીરતાર સર્વને એવી કરણી કરવાનું બલ આપે.

આ પુસ્તક ધી "હીંદુસ્થાન" પ્રેસ, બંક ઑફ કોટ મુંબઇ નંબર
૧૨–૧૬ વાળા મકાનમાં મી૦ છોટાલાલ પરશોતમદાસ
મહેતાએ છાપ્યું, અને રામજી કુબેરદાસ ગણાત્રાએ
વાલેપાર્લે મધેથી પ્રગટ કર્યું છે.

આ ચોપડી ખરીદ કરી તિલક સ્વરાજ્ય ફંડને મદદ કરો, અને એવી દેશ સેવા ઉઠાવી પુણ્યના ભાગીદાર બનો.

---

ચોપડી મળવાનું ઠેકાણું:—

મુંબઇ, સુરત, અમદાવાદ, ભરૂચ વગેરે શહેરોમાંની સ્વરાજ્ય સભાની ઓફિસમાંથી મળી શકશે.